સરસ્વતી ગ્રન્થમાળા .·. .·. પુ૦ ૧૧

# ગરીબની હાય

લેખક

પ્રેમચંદજી

સ્થાન કાર્યાલય : : અમદાવાદ

# ગરીબની હાય

મૂળ લેખક
**પ્રેમચંદજી**

અનુવાદક
**કિશનસિંહ ચાવડા**

પ્રકાશક
**પ્રસ્થાન કાર્યાલય**
**અમદાવાદ**

કિં. ૦–૩–૦

# તારણ

આ માળા મારફતે ઝૂંપડાંઓમાં વસતા ગૂજરાતના ગરીબ અને અજ્ઞાન મજૂરોમાં, કાચા ગારાનાં બાંધેલાં મકાનોમાં વસતા કારીગરોમાં, રાત અને દિવસ સખત મહેનતમજૂરી કરી પોતાના પસીનાથી રળી માંડ માંડ ગુજારો કરતા ખેડૂતોમાં, તેમ જ સમાજના અનેક સીતમોથી પીસાતી સ્ત્રીઓમાં પહોંચવા અમારી ઉમેદ હતી અને છે. એક વર્ષને અંતે અમારે કબૂલ કરવું જોઈએ કે **આ** વર્ગમાં અમે ઝાઝો પ્રવેશ કરી શકયા નથી. અને એ પણ સમજાયું છે કે એ વર્ગમાં પહોંચવું કેટલું કઠણ છે અને પહોંચવું હોય તો કયી જાતની તૈયારી કરીને, કયી જાતનું સાહિત્ય લઇને પહોંચવું જોઇએ. એ વર્ગ હજી સુધી 'ગજરામારૂ'ની વાર્તાથી ઝાઝો આગળ વધ્યો નથી. તેમનાં જીવનનાં ઉલ્લાસોને કચરી નાખતી ગરીબાઇને લીધે તેમ જ બજારમાં મફત વહેંચાતાં ફરફરીઆંમાંની જાહેર ખબર વાંચવા સિવાય બીજું કશું પણ વાંચી ન શકવાની તેમની ભીષણ અજ્ઞાનતાને લીધે, તેમને માટે તો ખાસ જુદી જ જાતનું, જુદી જ શૈલીનું, તેમના માનસિક વિકાસને અનુરૂપ, સરળ અને તદ્દન નજીવી કિમતનું–એક પૈસાથી માંડી વધારેમાં વધારે એક આનાની કિંમતનું–સાહિત્ય આપવું જોઇએ. અને એ જાતનું સાહિત્ય હોય તો જ એ વર્ગમાં પહોંચાડી શકાય. અને જે વર્ગ આજે દેશમાં સાચી ક્રાન્તિ લાવવા ઉત્સુક છે તે તો સારી રીતે જાણે જ છે કે આ વર્ગમાં સાહિત્યદ્વારા પણ પહોંચ્યા સિવાય આપણી

મુક્તિ નથી, કારણકે ગમે ત્યારે પણ ક્રાન્તિ આવવાની હશે તો તે આ વર્ગમાંથી જ આવશે.

પણ એ વર્ગમાં પહોંચવું કેવી રીતે એ પણ એક મહાન પ્રશ્ન છે. એ વર્ગને અનુકૂળ સાહિત્ય તો કદાચ તૈયાર કરાવી શકાય, પણ તે સાહિત્યનો ફેલાવો કરવો એ એટલું સહેલું નથી. એટલે આજે તો, એ વર્ગમાં આપણા હૃદયને સંતોષ આપી શકાય એટલો પ્રચાર કરવા જેવી પરિસ્થિતિ નથી, પણ આજે કે કાલે એ વર્ગમાં પહોંચ્યા સિવાય આપણો છૂટકો જ નથી એટલે એ દિશામાં પ્રયત્ન કરવાની અમારી મહાકાંક્ષા છે. પણ એ માટે આજે અમારી આર્થિક તૈયારી નથી—અલબત્ત, ખોટ ખાધા સિવાય પ્રચાર કરવાની દૃષ્ટિથી જોતાં. બાકી નાનાં મોટાં દાન સ્વીકારી પ્રચારકામ કરવું હોય તો તો પહોંચાડી શકાય ખરૂં.

ઉપર જણાવ્યું તેમ, આ વર્ગને પહોંચે એવું સાહિત્ય, ઈચ્છા છતાં, જાણ્યા છતાં, આપી શકાયું નથી. એ વર્ગ સમજી શકે એવાં જ પુસ્તકો જો માળામાં પ્રસિદ્ધ કર્યાં હોત, તો તેનો પ્રારંભિક ઉઠાવ બહુ ઓછો થયો હોત અને માળા નુકશાનમાં ઊતરત.

એટલે માળાનો મુખ્ય ઉદ્દેશ ઉપર જણાવેલા વર્ગને સાહિત્ય પૂરૂં પાડવાનો હોવા છતાં, આજે તો માળા તેથી સહેજ ઉપરના વર્ગને સાહિત્ય પૂરૂં પાડે છે અને તેમાં તેણે ઠીક ઠીક પ્રવેશ કર્યો છે એમ કહું તો ખોટું નથી. આ પ્રથમ જ વર્ષમાં તેના લગભગ ૨૩૦૦ ગ્રાહક નોંધાઇ ગયા છે અને તેમાંના મોટા ભાગને—ઘણા મોટા ભાગને માળાનાં પુસ્તકો ગમ્યાં છે. માળાની એક જ વર્ષની કારકીર્દિ જોતાં આ ઘણું આશાજનક છે.

પણ અમારી આકાંક્ષા નાનીસૂની નથી. માળાનાં પુસ્તકોની બે ત્રણ હજાર નકલ જ જાય એથી અમને સંતોષ વળે એમ નથી. સામાન્ય જનતા માટેની એ માળા છે તો તેની ઓછામાં ઓછી

દશ હજાર નકલ તો જવી જ જોઇએ. આશા છે કે ગ્રાહકો અમને એના પ્રચારકામમાં બનતો સહકાર આપશે.

*

માળાનું લવાજમ વધારીને બે રૂપિયા કરવું પડે છે તે અમને ખૂબ લાગે છે. દોઢ રૂપિયો લવાજમ રાખેલું તેમાં જરા પણ ગણતરીભૂલ ન હતી. પણ માળાને જે સ્થિતિ પર અમે લઇ જવા ઇચ્છીએ છીએ – દશ હજાર નકલ પર – તે માટે પ્રચારકામ કરવું જરૂરી હોવાથી એનું લવાજમ વધારવું અનિવાર્ય થઇ પડ્યું છે. બાકી જ્યારે આ માળાના ગ્રાહકોની સંખ્યા સારી પેઠે વધશે ત્યારે અમે અમારી મેળે જ લવાજમ ઘટાડીશું અને એ સ્થિતિએ પહોંચવાને માટે અમારો વાચકવર્ગ ઉત્સુક હોય તે કરતાં અમે વધારે ઉત્સુક છીએ એની ખાતરી આપીએ છીએ. સાહિત્યને સોંઘું કરવાનો એક જ ઉપાય છે અને તે તેની વિસ્તારવાળી ઘરાકી.

વળી આ માળાની ઘરાકી વધશે તેથી હાલના તેના વાચક-વર્ગને ફાયદો થશે એટલું જ નહિ પણ એમ થવાથી હાલના અભણ ગરીબ વર્ગને સાહિત્ય પૂરૂં પાડવાની ઉપર જણાવેલી વિસ્તૃત યોજના અમે હાથમાં લઇ શકીશું તેનો જશ પણ તેમને જ છે. આજનો અભણ અને ગરીબ વર્ગ જ્ઞાન મેળવે અને સુસ્થિતિ પ્રાપ્ત કરે એ જોવાની આજના શિક્ષિત અને સંપન્ન વર્ગની ફરજ છે.

*

આ પુસ્તકથી માળાનું પ્રથમ વર્ષ પૂરૂં થાય છે. માળાની સફળતા માટે હું કોનો કોનો આભાર માનું ? મહાદેવભાઇનું 'વીર વલ્લભભાઇ' પ્રથમ પુસ્તક તરીકે ન મળ્યું હોત તો માળા ફતેહમંદ થાત કે કેમ એની મને તો શંકા જ છે. અને વેલ જેમ મોટા વૃક્ષને વળગીને ફાલેફૂલે તેમ 'પ્રસ્થાન'નો આશરો અને મુ. રામનારાયણ પાઠકની

પ્રેરણા ન મળ્યાં હોત તો ? અને 'વીર વલ્લભભાઈ' પછી યે 'અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ' 'ક્રાન્તિ' 'ક્રાન્તિકારી લગ્ન' '૧૮૫૭' તથા 'ઈટાલીનો મુક્તિયજ્ઞ' જેવાં પ્રેરક પુસ્તકો તેમના કર્તાઓએ કેવળ શારદાપ્રીત્યર્થે ન લખી આપ્યાં હોત તો ?

અને જુદાં જુદાં વર્તમાનપત્રોની સમાલોચનાએ પણ માળના પ્રચારમાં ઓછો ભાગ નથી ભજવ્યો. લગભગ એકેએક વર્તમાનપત્રે એ યોજના વિવિધ રૂપે જનતા સમક્ષ રજુ કરી હતી તેમનો હું ઋણી છું–પણ ખાસ કરાને 'સૌરાષ્ટ્ર' ના નામનો ઉલ્લેખ કરવાની મારી ફરજ સમજું છું.

અને પેલા વાંકાનેરના ભાઇ છોટાલાલ કામદાર તથા નાના-ભાઇ પટેલ, ભરૂચના ભાઇ ગિરધરલાલ શેઠ અને ગોંડલના મેસર્સ પીપલિયા બ્રધર્સ તો આ માળાને તેમની પોતાની જ ગણી છે એટલે એમનો આભાર હું કેવી રીતે માનું ?

એ સૌનો હું ઋણી છું.

—પણ હજી તો લાંબો પંથ કાપવાનો છે.

પ્રકાશક

હિંદી સુવિખ્યાત વાર્તાલેખક શ્રી. પ્રેમચંદજીની પરવાનગી લઈ માળાનું આ છેલ્લું પુસ્તક તૈયાર કરી આપવા બદલ ભાઈ કિશનસિંહ ચાવડાનો હું આભારી છું.

પ્ર૦

# આભૂષણ

૧

આભૂષણોની નિંદા કરવાનો અમારો ઉદ્દેશ નથી. અમે અસહકારની પીડા સહન કરી શકીએ છીએ, પણ લલનાઓના નિર્દય, ઘાતક વાગ્બાણોને નથી ખમી શકતા. તોપણ એટલું કહેવું અનિવાર્ય છે કે તૃષ્ણાની પૂર્તિને કાજે જેટલો ત્યાગ કરવો પડે છે, એનો સદુપયોગ કરવાથી મહાપદ પ્રાપ્ત થાય છે.

કોઇ કદરૂપી મહિલાને આભૂષણોના શણગારથી રૂપવતી થતાં નથી જોઇ, તો પણ અમે માની લઈએ છીએ કે ઘરમાં દીપકની જેટલી જરૂર છે એટલી જ રૂપને માટે આભૂષણોની આવશ્યકતા છે. પરંતુ શારીરિક શોભાને કાજે આપણે મનને કેટલું મલિન, ચિત્તને કેટલું અશાંત અને આત્માને કેટલો કલુષિત બનાવી દઇએ છીએ, એનું આપણને ભાન હોતું નથી. એ દીપકની જ્યોતિમાં આંખો ધૂંધલી થઇ જાય છે. એ ચમક કેટલી ઇર્ષા, કેટલો દ્વેષ, કેટલી પ્રતિસ્પર્ધા અને કેટલી દુરાશાનું કારણ છે એની માત્ર કલ્પનાથી જ રોમાંચ થાય છે. ખરી રીતે તો એ ભૂષણ નથી, પણ દૂષણ છે. નહિ તો કોઇ નવવધુ પતિને ઘેર આવીને ત્રીજે જ દિવસે પોતાના પતિને ન કહે કે "તમારે પાલવે બાંધીને મારાં માબાપે મને કૂવામાં નાખી દીધી !"

શીતલા આજે પોતાના તાલુકદાર સુરેશસિંહની નવવિવાહિતા વધુને જોવા ગઇ હતી. એને જોતાં જ એ મંત્રમુગ્ધ બની ગઇ. વધુના

રૂપ–લાવણ્ય પર નહિ પણ એનાં આભૂષણોના ઝગમગાટ પર એની દૃષ્ટિ ઠરી રહી. અને એને જોઇને એ ઘેર પાછી આવી ત્યારથી એની છાતી પર સાપ આળોટતો હતો. રાત્રે એના પતિએ ઘરમાં પગ મૂકતાં જ બિચારાએ કરમકથા સાંભળી લીધી. શીતલાએ દિલમાં ભરેલી ઘૂંચ ઉપરના શબ્દોમાં કાઢી નાખી. શીતલાના પતિનું નામ વિમલસિંહ હતું. એના વડવાઓ કોઇ જમાનામાં તાલુકદાર હતા. આ ગામ ઉપર પણ એમનો સોળેસોળ આના અધિકાર હતો. પરંતુ આજે આ ઘરની દશા હીન થઇ ગઈ હતી. સુરેશસિંહના પિતા જમીનદારના કામમાં દક્ષ હતા એટલે વિમલસિંહની બચેલી બધી જાગીર ધીરે ધીરે પોતાની કરી લીધી. વિમલસિંહ પાસે એક ટટ્ટુ સુદ્ધાં ન રહ્યું અને દિવસમાં બે ટંક ભોજનની પણ મુશ્કેલી પડતી. સુરેશની પાસે હાથી, ઘોડા અને મોટરો હતી. એની દેવડી પર બહારના દસબાર મહેમાનો નિત્ય પડયાપાથર્યા રહેતા. આટલી વિષમતા હોવા છતાં પણ બન્નેમાં ભાઇચારો નભતો હતો. લગ્ન વગેરે સામાજિક કાર્યોમાં અરસ્પરસ વ્યવહાર રહેતો. સુરેશ વિદ્યા-પ્રેમી હતો, ભારતમાં ઊંચી કેળવણી લઇ એ યૂરોપ ગયો હતો અને લોકોની શંકાઓની વિપરીત ત્યાંથી આર્યસભ્યતાનો પરમ ભક્ત બનીને પાછો ફર્યો હતો. ત્યાંના જડવાદ, કૃત્રિમ ભોગલિપ્સા અને અમાનુષિક મદાંધતાએ એની આંખો ખોલી નાખી હતી. પહેલાં, ઘરનાનું ખૂબ દબાણ છતાં પણ લગ્ન કરવાની એની ઈચ્છા નહતી. કન્યાને રૂબરૂ જોયા વિના લગ્ન કરવું એને મન પાપ હતું. યૂરોપથી પાછા ફર્યા પછી એના લગ્ન સંબંધી વિચારોમાં પણ મોટું પરિવર્તન થઇ ગયું હતું. એણે એ જ પ્રથમની કન્યા સાથે એના આચાર-વિચાર જાણ્યા વિના જ લગ્ન કરી લીધું. હવે તેઓ વિવાહને પ્રેમનું બંધન નહિ પણ ધર્મનું બંધન સમજતા હતા. એ જ સૌભાગ્યવતીને જોવા શીતલા પોતાની સાસુની સાથે સુરેશને ઘેર ગઈ હતી. એનાં આભૂષણોની છટા જોઇને એને કંઇ કંઇ થયું હતું.

વિમલે વ્યથિત બનીને કહ્યું: "તારાં માબાપને કહેવું હતું ને કે સુરેશની સાથે જ લગ્ન કરે. એ તને ઘરેણાંથી લાદી દેત."

શીતલા: "પણ એમાં ગાળ શું કરવા દો છો?"

વિમલ: "ગાળ નથી દેતો, વાત કહું છું. તારા જેવી સુન્દરીનો એમણે મારી સાથે નાહક વિવાહ સંબંધ જોડયો."

શીતલા: "શરમ તો કયાંથી આવે પણ ઊલટાં મહેણાં મારવા તૈયાર!"

વિમલ: "ભાગ્ય મારે આધીન નથી. એટલું ભણ્યો પણ નથી કે મોટી નોકરી કરીને પણ રૂપિયા કમાઉં."

શીતલા: "પણ એવું કેમ નથી કહેતા કે પ્રેમ જ નથી. પ્રેમ હોય તો કંચન વરસે!"

વિમલ: "તને ઘરેણાંથી ખૂબ પ્રેમ છે?"

શીતલા: "સૌને હોય છે તેવો મને પણ છે."

વિમલ: "તું પોતાને અભાગણી સમજે છે?"

શીતલા: "છું જ, સમજવાનું કયાં રહ્યું! નહિતો બીજાનું જોઇને તરસવું શું કામ પડત!"

વિમલ: "ઘરેણાં બનાવી આપું તો ભાગ્યશાળી સમજીશ?"

શીતલા: "તમે તો એવી રીતે પૂછો છો જાણે સોની બારણે બેઠા છે."

વિમલ: "ના, સાચું કહું છું. બનાવી આપીશ. પણ હા, થોડા દિવસ તારે ખમવું પડશે."

૨

સમર્થ પુરુષોને જ્યારે વાત લાગી જાય છે ત્યારે તેઓ પ્રાણ દઈ દે છે, પણ નિર્બળ પુરુષ પરાણે પોતાનો પ્રાણ આપે છે. વિમલસિંહે ઘર છોડવાનું નક્કી કર્યું. નિશ્ચય કર્યો કે કાં તો એને ઘરેણાંથી લાદી દઇશ કે વૈધવ્યથી; એ આભૂષણો પહેરશે કે પછી કુંકુનેય તરસશે.

આખો દિવસ એ જ ચિંતામાં એ ડૂબી રહ્યો. શીતલાને એ પ્રેમથી સંતુષ્ટ કરવા ચાહતો હતો. એને આજ અનુભવ થયો કે નારીનું હૃદય પ્રેમપાશે નથી બંધાતું, કંચનના પાશથી બંધાય છે. પહોર રાત વીતતાં એ ઘરમાંથી ચાલી નીકળ્યો. જ્ઞાનથી જાગેલા વૈરાગ્યમાં ભલે મોહનો સંસ્કાર હો પણ નિરાશાથી જાગેલો વૈરાગ્ય અચળ હોય છે. પ્રકાશમાં આમતેમની વસ્તુઓ જોઇને મન ચલિત થઈ શકે છે, પરંતુ અંધકારમાં તસુભર પણ પગલું આગળ ભરવાનું કોણ સાહસ કરી શકે?

વિમલની પાસે વિદ્યા નહતી, કલાકૌશલ નહતું. એને માત્ર પોતાની કઠણ જાતમહેનત અને આત્મત્યાગનો જ આધાર હતો. પહેલાં એ કલકત્તે ગયો. ત્યાં કેટલાક દિવસ સુધી એક શેઠની દરવાની કરી. ત્યાં એણે સાંભળ્યું કે રંગૂનમાં મજૂરી ઠીક મળે છે. એટલે તરત એણે રંગૂનનો રસ્તો લીધો અને ત્યાં એણે બંદર ઉપર માલ ચઢાવવા ઉતારવાનું કામ કરવા માંડ્યું.

કઠણ જાતમહેનત, ખાવાપીવામાં અનિયમિતતા અને ખરાબ હવાપાણી એ સૌની એક સામટી અસર વિમલ પર થઈ. એ બિમાર પડી ગયો. શરીર દુર્બળ થઇ ગયું, મુખની કાન્તિ જતી રહી; તો પણ એનાથી વધારે મહેનતુ મજૂર બંદર પર બીજો નહતો. બીજા મજૂરો તો મજૂર હતા, આ મજૂર તો તપસ્વી હતો. મનમાં જે નિશ્ચય કરી લીધો હતો એને પૂરો કરવો એ જ એના જીવનનો ઉદ્દેશ હતો.

પોતાને ઘેર એણે કાંઇ સમાચાર ન મોકલ્યા. એણે પોતાના મનમાં જ વિચાર કર્યો કે ઘરમાં મારું કોણ હિતસ્વી છે? ઘરેણાંની આગળ મને કોણ પૂછે છે? એની બુદ્ધિ એ ન સમજી શકી કે આભૂષણોની લાલસા હોવા છતાં પ્રણયનું પાલન કરી શકાય છે. કેટલાક મજૂરો સવારમાં જલેબી ખાતા, કોઈ ગાંજો અને ચરસનો

દમ લગાવતા, કોઇને શરાબનો શૉખ હતો, કોઇ વખત મળતાં બજારમાં ફરવા જતા. પૈસાને ઠેકાણે રૂપિયો કમાતા તો પૈસાને ઠેકાણે રૂપિયો ખર્ચતા પણ ખરા. કોઇના શરીર પર આખું કપડું પણ નહતું. પણ વિમલ એવા બેચાર મજૂરોમાંનો એક હતો કે જેઓ સંયમથી રહેતા હતા, અને જેમના જીવનનો ઉદ્દેશ ખાઇપીને મરી જવા સિવાય કંઇક બીજો હતો. થોડા દિવસમાં એની પાસે નાનીશી મૂડી જમા થઇ ગઈ. જરા ગજવું ભરેલું હોવાથી બીજા મજૂરો ઉપર એનો રૂવાબ પણ વધ્યો. બધા જાણતા હતા કે વિમલ એક ખાનદાન રાજપૂત હતો. બધા એને ઠાકોર કહીને જ બોલાવતા. સંયમ અને આચાર, સન્માનસિદ્ધિના મંત્રો છે. વિમલ મજૂરોનો નેતા અને મહાજન બની ગયો.

વિમલને રંગૂનમાં કામ કરતાં ત્રણ વર્ષ થઈ ગયાં હતાં. સંધ્યાકાળ થયો હતો. કેટલાક મજૂરોની સાથે સમુદ્ર કિનારે બેસીને એ વાતો કરતો હતો.

એક મજૂરે કહ્યું: “ અહીંની બધી સ્ત્રીઓ નઠોર હોય છે. બિચારો ઝીંગુર દસ વરસથી પેલી બરમીઝ સ્ત્રીની સાથે રહેતો હતો. કોઈ પોતાની પરણેલી વહુને પણ એટલો પ્રેમ નહિ કરતો હોય. એના ઉપર એટલો વિશ્વાસ હતો કે જેટલું કમાતો એટલું બધું એના હાથમાં મૂકતો. ત્રણ છોકરા હતા. કાલ સુધી તો બન્ને એક થાળીમાં જમતાં હતાં. કંઇ લડાઇટંટો ન હતો. રાત્રે વહુરાણી કોણ જાણે ક્યારે ઊઠી ને ક્યાંય ચાલી ગઇ. છોકરાનેય મૂકતી ગઇ. બિચારો ઝીંગુર બેઠો બેઠો રડે છે. વધારે મુશ્કેલી તો પેલા નાના બચ્ચાની છે. હજી ૭ મહિનાનો છે. કેમ જીવશે, ભગવાન જાણે ! ”

વિમલે ગંભીર ભાવથી કહ્યું: “ ઘરેણાં બનાવી આપ્યાં હતાં કે નહિ ? ”

મજૂર: “ રૂપિયાપૈસા તો સ્ત્રીના હાથમાં જ રહેતા હતા. ઘરેણાં

બનાવત તો કોણ એનો હાથ પકડવા જવાનું હતું ?"

બીજો મજૂર: "ઘરેણાંથી તો લચી પડતી હતી. જતાં આવતાં છમછમનો અવાજ થતો."

વિમલ: "જ્યારે ઘરેણાં બનાવી આપતાં પણ નઠોર બની ત્યારે તો આખી જાત જ બેવફા છે."

એટલામાં એક આદમીએ આવીને વિમલને કહ્યું: "ચૌધરી, હમણાં મને એક સિપાઈ મળ્યો હતો. એ તમારું નામ ગામ અને બાપનું નામ પૂછતો હતો. કોઇ સુરેશસિંહ છે ?"

વિમલે શંકાથી કહ્યું: "હા, છે. મારા ગામના તાલુકદાર છે અને મારા જાતભાઇ છે."

આદમી: "એમણે પોલિસને ખબર આપી છે કે જે કોઇ વિમલસિંહનો પત્તો બતાવશે એને હજાર રૂપિયા ઇનામ મળશે."

વિમલ: "તેં તે સિપાઇને બધું કહી દીધું ?"

આદમી: "ચૌધરી, હું કંઈ ગમાર નથી. સમજી ગયો કે દાળમાં કંઇ કાળું છે. નહિ તો કોઈ આટલા રૂપિયા અમસ્તા ખરાબ ન કરે. મેં કહ્યું એમનું નામ વિમલસિંહ નહિ પણ યશોદા પાંડે છે. બાપનું સુકખું કહી દીધું, અને ઘર ઝાંસી જિલ્લામાં બતાવ્યું. પૂછયું અહીં કેટલા વખતથી છે ? મેં કહ્યું દસ વરસથી. પછી વિચાર કરીને ચાલતો થયો. સુરેશ બાબુની સાથે તમારે કંઈ અદાવત છે ?"

વિમલ: "અદાવત તો નથી, પણ કોણ જાણે નિયત બગડી હોય અને મારા ઉપર કોઈ અપરાધ ઠોકી બેસાડીને મારી રહીસહી જમીન પચાવી લેવી હોય. તેં સરસ કર્યું કે સિપાઇને ઉડાવી દીધો."

આદમી: "મને કહેતો હતો કે બરાબર પત્તો બતાવે તો તને પણ ૫૦ રૂપિયા અપાવું. મેં વિચાર્યું પોતે તો હજારની પોટલી બાંધે અને મને ૫૦ અપાવવાનું કહે છે. મેં સાફ ના કહી દીધી."

એક મજૂરઃ " પણ, જો ૨૦૦ આપવાના કહ્યા હોત તો બધું બતાવી દેત, નહિ ? હત્ તારી લાલચુની ! "

આદમી ( શરમાઇને ): ૨૦૦ નહિ, ૨૦૦૦ આપત તોય ન બતાવત. મને એવો વિશ્વાસઘાતી ન સમજશો. મનમાં આવે ત્યારે પરીક્ષા કરી જોજો."

મજૂરોમાં આવો વાદવિવાદ થતો ને વિમલ તો પોતાની ઓરડીમાં આવીને સૂઇ ગયો. એને વિચારો આવવા માંડ્યાઃ "હવે શું કરવું ? સુરેશ જેવા સજ્જનની દાનત બગડી, હવે કોનો ભરોસો કરૂં ? હવે ઘેર ગયા વિના કામ નહિ ચાલે. થોડા દિવસ હજી નહિ જાઉં તો પછી કયાંયનો નહિ રહું. બે વરસ રહી જાત તો બરાબર પાંચ હજાર એકઠા કરી લેત. શીતલાની ઇચ્છા પૂરી થાત. હમણાં તો બધા થઇને ત્રણ હજાર હશે. એટલામાં તો કદાચ એનું મન નહિ માને. ખેર, હમણાં જાઉં, છ મહિના પછી પાછો ચાલ્યો આવીશ. મારી મિલકત તો બચી જશે. અને છ મહિનાનું શું કામ છે ? એક મહિનો જતાં આવતાંનો અને મહિનોમાસ રહેવાનો. ત્યાં કોણ પૂછે છે કે જાઓ કે રહો, મરો કે જીવો. ત્યાં તો ઘરેણાં જ બધું છે. "

આવો નિશ્ચય કરીને એણે રંગૂન છોડ્યું.

૩

સંસાર કહે છે કે ગુણની સામે રૂપની કાંઇ વિસાત નથી. નીતિશાસ્ત્રના આચાર્યોનું પણ આવું જ કથન છે. પરંતુ યથાર્થમાં આ કેટલું ભ્રમમૂલક છે !

કુંવર સુરેશસિંહની પત્ની મંગલાકુમારી ગૃહકાર્યમાં નિપુણ, પતિના ઈશારા પર પ્રાણ ન્યોછાવર કરનારી, વિચારશીલા, મધુરભાષિણી અને ધર્મભીરુ હતી; પરંતુ સૌન્દર્યવિહીન હોવાથી પતિની આંખોમાં કાંટાની જેમ ખૂંચતી. સુરેશસિંહ વાતવાતમાં ચીઢાઇ જતા

પણ પાછા જરા વારમાં પસ્તાઇને ક્ષમા માગી લેતા. પરંતુ બીજે દિવસે પાછું એ જ પ્રભાત ઊગતું. વિપત્તિ એ હતી કે એમનું આચરણ બીજા જાગીરદારોની જેમ ભ્રષ્ટ ન હતું. એઓ દંપતિ જીવનમાં જ ઐહિક અને પારમાર્થિક હિત સાધવા ઈચ્છતા હતા. દાંપત્ય સુખથી વંચિત રહીને એમને સમસ્ત જીવન નિરસ, સ્વાદ વિહોણું અને કુંઠિત દેખાતું. પરિણામ એ આવ્યું કે મંગલાને પોતાના ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો. એ હવે દરેક કામ કરતાં ડરતી કે રખેને સ્વામી નારાજ થઈ જાય. સ્વામીને ખુશ કરવા પોતાની ભૂલો સંતાડતી, બહાના બતાવતી અને જૂઠું બોલતી. નોકરો ઉપર વાંક ઢોળી દઇને પોતાની રક્ષા કરી લેતી. પતિને પ્રસન્ન રાખવા એણે પોતાના ગુણોની, પોતાના આત્માની અવહેલના કરી. પરંતુ આમ કરવાથી તો ઊલટી એ પતિની દૃષ્ટિમાં હલકી પડી ગઇ. એ નિત્ય નવા શણગાર કરતી; પણ લક્ષ્યથી દૂર થતી જતી હતી. પતિના એક મીઠા હાસ્યને માટે, એક મધુર શબ્દને માટે એનો જીવ તલપી તલપીને રહી જતો. લાવણ્યવિહીન સ્ત્રી એવો ભિક્ષુક નથી જે ચપટી લોટથી સંતુષ્ટ થઇ જાય. એ પણ પતિનો સંપૂર્ણ અને અખંડ પ્રેમ ચહાય છે. રૂપવતી સ્ત્રીઓથી પણ એમને અધિક પ્રેમની ઈચ્છા હોય છે કારણ કે પ્રેમ મેળવવા એ અસાધારણ મહેનત ઉઠાવે છે. મંગલા પોતાના પ્રયત્નોમાં નિષ્ફળ થતાં વધારે સંતપ્ત થતી હતી.

ધીરે ધીરે પતિ પરથી એની શ્રદ્ધા ઊઠતી જતી હતી. એણે વિચાર કર્યો કે આવા ક્રૂર, હૃદયશૂન્ય, કલ્પનાહીન માણસ સાથે હું પણ એના જેવો જ વ્યવહાર કરીશ. જે પુરુષ કેવલ રૂપનો જ પૂજારી છે તે પ્રેમભક્તિને યોગ્ય નથી. આ પ્રત્યાઘાતે સમશ્યાને વધારે જટિલ બનાવી દીધી.

મંગલા પોતાની રૂપહીનતા પર જ નહોતી રડતી. શીતલાનું અનુપમ રૂપલાવણ્ય પણ એની કામનાઓનું બાધક હતું. એ જ

એની આશાલતા પર પડનારું હિમ હતું. મંગલા સુન્દરી ન હતી પણ પતિ માટે પ્રાણ પાથરતી. જે આપણને હૃદયથી ચહાય તેનાથી આપણે વિમુખ નથી બની શકતા. પ્રેમની શક્તિ અપાર છે. પરંતુ શીતલાની મૂર્તિ સુરેશના હૃદયદ્વાર પર બેઠી હતી તે મંગલાને અંદર જતાં રોકતી. સુરેશ આ મૂર્તિને હઠાવવાનો પ્રયત્ન કરતો, પરંતુ સૌન્દર્યનું આધિપત્ય ધનના આધિપત્ય કરતાં વધારે સબળ હોય છે. જે દિવસે શીતલા મંગલાને મળવા ગઈ હતી તે જ દિવસે સુરેશની આંખોએ આ અનુપમ રૂપ નીરખી લીધું હતું. એ એક જ દૃષ્ટિએ પોતાનું આધિપત્ય સુરેશના હૃદયરાજ્ય ઉપર જમાવી લીધું હતું.

બન્ને વચ્ચેનું અંતર નીરખવા સુરેશ એકાંતમાં બેસીને મંગલા અને શીતલાની મૂર્તિ વચ્ચે સરખામણી કરતો. એક મનને કેમ આકર્ષે છે અને બીજી કેમ હઠાવે છે? પરંતુ એમનું આ આકર્ષણ માત્ર ચિત્રકાર કે કવિનું રસાસ્વાદન હતું. એ પવિત્ર અને વાસનાઓ રહિત હતું. એ મૂર્તિ માત્ર એમના મનરંજનની સામગ્રી હતી. એઓ પોતાના મનને ખૂબ સમજાવતા, નિશ્ચય કરતા કે હવે મંગલાને પ્રસન્ન રાખીશ. એ સુન્દરી નથી એમાં એનો શું દોષ? પરંતુ મંગલાની સન્મુખ જતાં જ આ બધું અલોપ થઇ જતું. એ સૂક્ષ્મ દૃષ્ટિથી મંગલાના મનના બદલાતા જતા ભાવોને નીરખતા હતા પણ પક્ષાઘાતી માણસની જેમ ઢળતા ઘીના વાસણને જોવા છતાં કાંઇ કરી શકતા ન હતા. પરિણામ વિચારવાનું એ સાહસ પણ ન કરતા. પરંતુ મંગલાએ જ્યારે હવે વાતવાતમાં તિરસ્કાર કરવો શરૂ કર્યો, ઉચ્છૃંખલતાભર્યો વ્યવહાર કરવા માંડયો, ત્યારે સુરેશનું રહ્યુંસહ્યું સૌહાર્દ પણ લુપ્ત થઇ ગયું. એણે ઘરમાં આવવું જવું જ મૂકી દીધું.

એક દિવસે સન્ધ્યા સમયે ખૂબ ઉકળાટ હતો. પંખો નાખવાથી ઉકળાટ ઊલટો વધતો હતો. કોઈ બગીચામાં પણ જતું ન હતું.

પરસેવા વાટે આખા શરીરની સ્ફૂર્તિ વહી જતી હતી. આગની આંચે શેકેલા નગારાની જેમ સૌના સ્વર કર્કશ બની ગયા હતા. જેમ સાધારણ સંઘર્ષણુથી વનનાં વૃક્ષ ઉત્તેજિત થઇ જાય છે એમ લોકો વાત વાતમાં ઉત્તેજિત બની જતા. સુરેશ બેચાર કદમ ટહેલતો અને પાછો બેસી જતો. નોકરો પર ચીઢાતો હતો કે જલદી જલદી છંટકાવ કેમ નથી કરતા ? અકસ્માત અંદરથી ગાવાનો અવાજ આવ્યો. ચોંકી ઊઠયો. પાછો ક્રોધે ચઢ્યો. મધુર ગાન કાનને અપ્રિય લાગ્યું. કવખતે આ કોણ બરાડે છે ? અહીં તો ગરમીને લીધે જીવ જાય છે અને ત્યાં ગાવાનું કોને સૂઝ્યું છે ? મંગલાએ આ સૌને એકઠી કરી હશે. લોક નકામા કહે છે કે સ્ત્રીઓના જીવનનો આધાર પ્રેમ છે. એમના જીવનનો આધાર તો એ જ: ભોજન–નિદ્રા, રંગરાગ અને આમોદપ્રમોદ છે.

અંતે ન રહેવાયું. જનાનખાનામાં આવીને તડૂકયા: “ આ શું કલબલાટ મચાવી મૂકયો છે ? આ ગાવાનો સમય છે ? બહાર બેસવું મુશ્કેલ થઇ પડયું ! ”

એકદમ શાંતિ પથરાઇ ગઇ. વર્ગમાં વાતો કરતા વિદ્યાર્થીઓ માસ્તર આવતાં જેમ શાંત થઇ જાય છે એમ સૌએ માથાં ઝુકાવી દીધાં અને વિખરાઈ ગયાં.

મંગલા તરત ઊઠીને બીજા ઓરડામાં આવી ગઈ. ત્યાં પોતાના પતિને બોલાવીને પૂછ્યું: “ કેમ આટલા ઉશ્કેરાઇ ગયા છો ? ”

“ મારે આ વખત ગાવાનું નથી સાંભળવું.”

“ પણ તમને કોણ સંભળાવે છે ? મારા કાન ઉપર પણ તમારો અધિકાર છે ? ”

“ પણ નકામો કોલાહલ ? ”

“ તમારું શું ગયું ? ”

“ હું મારા ઘરમાં આ કલબલાટ નહિ થવા દઉં.”

"ત્યારે મારું ઘર કંઈ બીજું છે?"

સુરેશ આનો ઉત્તર ન આપતાં બોલ્યો: "આ સૌને કહી દો કે બીજી કોઈ વખત આવે."

મંગલા: "એટલા માટે કે તમને એમનું ગાવું પસંદ નથી."

સુરેશ: "હા, એટલા માટે."

"તમે દરરોજ મને સારું લાગે એવું જ કરો છો, નહિ? તમારા મિત્રો આવે છે, ઠઠ્ઠામશ્કરી કરે છે એ બધું મને ગમે છે, નહિ? ત્યારે હું તો નથી કહેતી કે એમનું આવવાનું બંધ કરી દો. તમે મારા કામમાં આડા કેમ આવો છો?"

સુરેશે ગુસ્સે થઇને કહ્યું: "એટલા માટે કે હું ઘરનો સ્વામી છું."

મંગલા: "તમે બહારના સ્વામી છો. ઘરમાં મારું રાજ્ય છે."

સુરેશ: "શા માટે નકામી બકબક કરે છે? મને ચીઢવવાથી શું ફાયદો મળશે?"

મંગલા થોડીવાર ચૂપચાપ ઊભી રહી. એ પતિના મનોગત ભાવોની મીમાંસા કરી રહી હતી. પાછી બોલી: "ઠીક છે, ઘરમાં મારો અધિકાર જ નથી તો મારે હવે આ ઘરમાં નથી રહેવું. આજ સુધી ભ્રમમાં જ હતી. આજે તમે એ ભ્રમ ભાંગી નાખ્યો. મારો આ ઘર પર ક્યારે અધિકાર હતો? જે સ્ત્રીનો પતિના હૃદય પર અધિકાર નથી તેનો તેમની કોઈ પણ સંપત્તિ પર પણ અધિકાર નથી થઇ શકતો."

સુરેશે લજ્જિત થઈને કહ્યું: "કાંકરાનો પહાડ શું કરવા બનાવે છે? મારી આવી મતલબ ન હતી. કંઈનું કંઇ તું તો સમજી ગઇ."

મંગલા: "એ તો મનની વાત માણસના મુખમાંથી અનાયાસે જ નીકળી જાય છે."

સુરેશને પોતાની બેવકુફાઈ પર શોક તો થયો પણ થયું કે વધારે મનાવવા જઇશ તો વધારે ચઢી જશે. એટલે ત્યાંથી એકદમ ચાલ્યો ગયો.

પ્રાતઃકાલમાં મંદ મંદ પવન વાતો હતો. સુરેશ ખુમારીમાં પડ્યો પડ્યો સ્વપ્ન જોતો હતો કે મંગલા ચાલી જાય છે. ચોંકી ઊઠ્યો. જોયું તો સામે જ દ્વાર પર મંગલા ઊભી છે. ઘરની દાસીઓ આંસુ ભરી આંખો લૂછે છે. કેટલાક નોકરો આસપાસ ઊભા છે. સૌ ઉદાસ છે. જાણે વહુ વિદાય લે છે.

સુરેશ સમજી ગયો છે કે મંગલાને ગઇ કાલની વાત અંતરમાં લાગી ગઈ છે. પરંતુ એણે ઊઠીને સમજાવવા કે મનાવવાની ચેષ્ટા ન કરી. એને લાગ્યું કે એ મારું અપમાન કરી રહી છે. ભલે જ્યાં જવું હોય ત્યાં જાય. મારે જરાય વાંધો નથી. આમ પૂછ્યાગાછયા વિના ચાલ્યા જવું એનો તો એ જ અર્થ કે હું એનો કંઈ જ નથી, પછી હું એને રોકનાર કોણ?

સુરેશ એમ જ જડવત્ પડી રહ્યો અને મંગલા ચાલી ગઇ. એની તરફ જોયું પણ નહિ.

૪

મંગલા પગે જ ચાલી જતી હતી. મોટા તાલુકદારની સ્ત્રીને માટે આ જેવી તેવી વાત નહતી. એને પૂછવાની પણ કોઈની હિંમત ન ચાલી. પુરુષો એના રસ્તામાંથી દૂર હઠી જતા. નારીઓ બારણામાં ઊભી ઊભી કરુણ કુતૂહલથી જોતી અને મનમાં જ કહેતીઃ " રે નિર્દય પુરુષ ! એકાદ પાલખી પણ ન મળી ! "

આ ગામથી નીકળીને મંગલા શીતલાને ગામ પહોંચી. શીતલા જોઇને થંભી જ ગઇ. એણે મંગલાને અંદર બોલાવીને પાણી આપ્યું.

મંગલાએ અંદર જઇને જોયું તો મકાન ઠેકઠેકાણેથી પડી ગયું છે. પરસાળમાં એક વૃદ્ધા ખાટલા ઉપર પડી હતી. ચારે તરફ દરિદ્રતાનો વાસો હતો.

શીતલાએ પૂછ્યુઃ " બહેન, આ શું ? "

મંગલાઃ " જે ભાગ્યમાં લખ્યું હતું તે."

શીતલાઃ " કુમાર સાહેબે કંઈ કહ્યું ? "

મંગલાઃ "મુખથી ન બોલે એટલા માટે કંઈ મનની વાત ઓછી સંતાઈ રહે છે ? "

શીતલાઃ " શું એટલે સુધી વાત આવી પહોંચી છે ? "

દુઃખની અંતિમ દશા સંકોચહીન હોય છે. મંગલાએ કહ્યુંઃ "ઇચ્છા હોત તો હજીય પડી રહેત. એ જ ઘરમાં જીવન વીતી જાત. પણ જ્યાં પ્રેમ નહિ, માન નહિ, કદર નહિ ત્યાં હવે નથી રહી શકાતું."

શીતલાઃ "બહેન, તારું પિયર ક્યાં છે ? "

મંગલાઃ "પિયર કયું મોઢું લઇને જાઉં ! "

શીતલાઃ "ત્યારે ક્યાં જઇશ ? "

મંગલાઃ ઈશ્વરના દરબારમાં. પૂછીશ કે તમે મને સૌન્દર્ય કેમ ન આપ્યું ? આવી કદરૂપી કેમ ઘડી ? કદરૂપી થવું એના કરતાં સ્ત્રીને બીજું દુર્ભાગ્ય નથી. કદાચ પૂર્વ જન્મની પિશાચિનીઓ જ આ અવતારે કદરૂપી સ્ત્રીઓ બનતી હશે. રૂપથી પ્રેમ મળે છે, અને પ્રેમથી દુર્લભ કોઈ ચીજ નથી. "

આટલું કહીને મંગલા ઊભી થઇ ગઈ. શીતલાએ એને ન રોકી. વિચાર્યુંઃ " એને ખવડાવીશ શું ? આજે ઘરમાં તો ખાવાનું પણ નથી. "

એના ગયા પછી શીતલા એકાંતમાં પડી. આ શાંતિ અને મૌને એના મન ઉપર જુદી જ અસર કરી. એને થયું, " હું કેવી અભાગણી છું. જે પ્રેમને ખાતર આ બિચારી જીવનનો ત્યાગ કરી રહી છે તેજ પ્રેમને મેં ઠોકર મારી દીધી. આને આભૂષણોની શું કમી હતી ? શું આ આભૂષણો એને સુખી ન કરી શક્યાં ? બધી વસ્તુઓને એ ઠોકર મારી આજે ચાલી જાય છે. જે આભૂષણોને

એણે ઠોકર મારી એ જ આભૂષણોને માટે મેં મારું સર્વ નાશ કરી નાખ્યું. કોણ જાણે આજે એ કયાં હશે ? કઇ દશામાં હશે ?"

પોતાની લાલસાને, તૃષ્ણાને હવે એ ખૂબ ધિક્કારતી હતી. મંગલાની દશા જોઇને આજે એને આભૂષણો પર ઘૃણા થઈ હતી.

વિમલને ઘર છોડે બે વરસ વીતી ગયાં હતાં. શીતલાને હવે કંઇ કંઈ શંકાઓ થવા માંડી. આઠે પહોર એના હૃદયમાં ગ્લાનિ અને ક્ષોભનો અગ્નિ સળગતો.

ગામડાના નાનામોટા જમીનદારોનું કામ રોફરૂવાબથી જ પતી જાય છે. વિમલની ખેતી વેઠમાં થતી હતી. એના જવા પછી ખેતરો એમના એમ પડયાં હતાં. કોઇ ખેડૂત નહોતો ખેડતો. સૌને ભય હતો કે કદાચ ખેડીએ અને વચમાં જ વિમલસિંહ આવી જાય તો મહેનત પર પાણી ફરી જાય. આસામીઓએ લાગત ન આપી. શીતલાએ વાણિયાને ત્યાંથી વ્યાજે કાઢીને કામ ચલાવ્યું. બીજું વર્ષ પણ આવું જ ચાલ્યું. આ વખતે વાણિયાએ રૂપિયા ન ધીર્યા. શીતલાએ પોતાનાં ઘરેણાં વેચી નાખ્યાં. બીજું વર્ષ પૂરૂં થતાં ઘરની પુંજી પૂરી થઇ. ઉપવાસ થવા માંડયા. બુઢ્ઢી સાસુ, નાનો દિયર, નણંદ અને પોતે એમ ચાર જણનો ખર્ચ હતો. નાતનો કર પણ આપવો પડતો. વળી વધારાની એક વિપત્તિ એ આવી પડી કે એના પિતા ઉપર એક જણે ફોજદારી કરી. પિતા અને મોટા ભાઈ એમાં ફસી ગયા. બે નાના ભાઈ, એક બહેન અને માતા એ ચાર જણ વધારાના માથે આવી પડયા. ગાડી પહેલાં જ મુશ્કેલીથી ચાલતી, હવે જમીનમાં ખૂંચી ગઇ.

સવાર પડતાં જ કંકાસ શરૂ થતો. વેવાણો અને પેલા છોકરાઓ અરસ્પરસ બેચાર વાતો કરી લેતા. કયારેક અનાજને અભાવે ભોજન ન બનતું, તો કયારેક કંકાસને લઇ બનાવેલું ભોજન એમનું એમ રહેતું. છોકરાઓ બીજાના ખેતરમાં જઇને બોર અને જાંબુ

ખાઇ આવતા. ડોસીઓ બીજાને ઘેર જઇને પોતાનાં દુઃખ રડતી. પુરુષની ગેરહાજરીમાં પિયરીઆનું રાજ્ય હોય છે. લડાઇમાં વિજય પણ પિયરીઆનો જ થાય છે. કદાચ ઘરમાં અનાજ આવતું પણ એને દળે કોણ ? શીતલાની મા કહેતી કે ચાર દિવસ માટે આવી છું તે હું શું કામ દળું ? સાસુ કહેતી, ખાતી વખત તો પહેલી અને ઘંટી ચલાવતાં જીવ જાય છે ! બિચારી શીતલા બધું જ કરી લેતી. ભોજન વખતે એવું મહાભારત મંડાતું કે પડોશીઓ તંગ થઇ જતા. શીતલા કયારેક માને સમજાવતી તો કયારેક સાસુના પગ પકડતી. પણ બન્ને એને તરછોડતા. મા કહેતી, તેં અહીં બોલાવીને અમારું પાણી ઉતારી નાખ્યું; સાસુ કહેતી, મારી છાતી પર શોક લાવીને બેસાડી છે ને હવે વાતો કરાવે છે. આ ઘોર સંગ્રામમાં શીતલા પોતાનો વિરહશોક ભૂલી ગઈ. બધી અમંગલ શંકાઓ આ વિરોધાગ્નિમાં શાંત થઇ ગઈ. બસ, હવે એક જ ચિંતા હતી કે આ દશામાંથી કેમ છૂટું ! માતા અને સાસુ બન્નેનું યમરાજના ઘર વિના બીજે કયાંય ઠેકાણું નહતું. પરંતુ યમરાજ એમનું સ્વાગત કરવા ઉત્સુક ન હતા. વિચાર કરતાં એ થાકી જતી.

એક દિવસ આવી જ કરુણ નિરાશામાં એ બારણામાં ઊભી ઊભી વિચાર કરતી હતી. મુસીબતમાં, ચિત્તની ઉદ્વિગ્નતામાં અને આતુરતામાં સ્ત્રીઓને દ્વારથી પ્રેમ હોય છે. અકસ્માત એણે બાબુ સુરેશસિંહને ઘોડા ઉપર જતા જોયા. સુરેશની આંખો પણ આ તરફ ફરી. આંખો મળી. શીતલા પાછળ હઠી અને બારણું બંધ કરી દીધું. કુમાર સાહેબ આગળ ચાલ્યા ગયા. શીતલાને ખેદ થયો કે એમણે મને જોઈ લીધી. મારા આવા હાલ જોઇને એમને શું થયું હશે ?

કુમાર સાહેબને ગામ લોકોએ વિમલના કુટુંબદુઃખની ખબર આપી હતી. એ ગુપ્ત રીતે કંઈ સહાય કરવા પણ ઇચ્છતો હતો. પરંતુ શીતલાને જોતાં જ એને એવો સંકોચ થયો કે એ આંગણામાં ન

રોકાઇ શકયો. મંગલાના ઘરત્યાગ પછી ત્રણ મહિને આજે એ પહેલી વાર બહાર નીકળ્યો હતો. શરમના માર્યા બહાર બેસવું પણ છોડી દીધું હતું.

કુમાર સાહેબ મનમાં તો શીતલાના રૂપરંગને ચાહતા હતા. મંગલાના ગયા પછી એમના હૃદયમાં એક વિચિત્ર દુષ્કામના જન્મી હતી. કોઇ પણ ઉપાયે આ સુન્દરી મારી ન થાય? વિમલનો તો પત્તો જ નથી. હવે કદાચ એ સંસારમાં પણ નહિ હોય. પરંતુ આ દુષ્કલ્પનાને એ વિચારથી દબાવતા. શીતલાની દુઃખકથા સાંભળીને પણ એ સહાય કરતા ખંચાતા હતા—એમને એમ થતું કે વાસના આ સ્વરૂપે જ મારા વિચારો અને વિવેક ઉપર આઘાત કરવા તૈયાર થઇ હશે. અંતે લાલસાની કપટલીલાએ એમને ભુલાવામાં નાખી દીધા. એઓ શીતલાને ઘેર એને સાંત્વના આપવા ગયા. મનમાં વિચાર્યું કે એક અબલા આટલી દુઃખી થાય અને હું કંઇ ન કરું એ ઘોર અન્યાય છે. ત્યાંથી પાછા ફર્યા પછી બુદ્ધિ અને વિવેકની દોરીઓ તૂટી ગઇ હતી અને નૌકા મોહ અને વાસનાના સાગરમાં ડૂબકીઓ મારતી હતી. કેવું મનોહર સ્વરૂપ ! કેટલું અનુપમ સૌન્દર્ય !

એક ક્ષણમાં તો ઉન્મત્તની જેમ બકવાટ શરૂ થયો: “ આ પ્રાણ અને શરીર તને ભેટ કરું છું. દુનિયા હસે તો ભલે હસે, મહાપાપ ભલે હો, આ સ્વર્ગીય આનંદથી હું શા માટે વંચિત રહું ? એ હવે મારાથી દૂર નહિ થઇ શકે. મારું હૃદય હું એના ચરણો ઉપર મૂકીશ. વિમલ ? એ તો મરી ગયો. નહિ મર્યો હોય તો હવે મરી જશે. પાપ શું છે ? કમળ કેટલું સુંદર છે ! એના અધરો......”

અકસ્માત એ બંધ થઈ ગયો, જાણે કોઈ વાત યાદ આવી ગઇ. માણસમાં બુદ્ધિની અંતર્ગત એક અજ્ઞાત બુદ્ધિ હોય છે. જેમ રણક્ષેત્રમાંથી હિંમત હારીને નાસતાને કોઈ ગુપ્ત મદદ આવીને બચાવી લે છે તેમ આ અજ્ઞાત બુદ્ધિએ સુરેશને સચેત બનાવી

દીધો. ગ્લાનિથી એની આંખો ભરાઇ ગઇ. કોઇ દંડાયેલા કેદીની જેમ એ પળવાર સ્તબ્ધ થઈ ગયો. વિકારો ઉપર આખરે આત્માએ વિજય મેળવ્યો.

સુરેશ બોલી ઊઠયો: "શીતલા બહેન, હું તારો ભાઈ છું."

એ વખતે જ એણે શીતલાને એક પત્ર લખ્યો:

"બહેન, તમે આટલાં દુ:ખ વેઠયાં અને મને ખબર સુદ્ધાં ન આપી? હું કંઇ પારકો માણુસ નહતો. ખેર, હવે ઇશ્વર કરશે તો દુ:ખનો અંત જલદી આવશે."

આ પત્રની સાથે એણે અનાજ અને પૈસા મોકલ્યાં.

શીતલાએ આભાર સહિત ઉત્તર લખ્યો:

"ભાઇ, મને એ દોષ માટે ક્ષમા કરજો. જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી તમારો ઉપકાર નહિ ભૂલું. તમે અમારી ડૂબતી નૌકા બચાવી છે."

૫

કેટલાય મહિના વીતી ગયા. સન્ધ્યાસમય હતો. શીતલા પોતાની મેનાને ફળ ખવડાવતી હતી. આ મેનાને સુરેશ ખાસ નેપાલથી લાવ્યો હતો. એટલામાં સુરેશ આવીને પરસાળમાં બેસી ગયો.

શીતલાએ પૂછ્યું: "ભાઇ, કયાંથી આવો છો?"

સુરેશ: "થાણામાં ગયો હતો. કંઈ પત્તો લાગતો નથી. પહેલાં રંગૂનમાં કંઈ પત્તો લાગ્યો હતો પણ પાછળથી ખબર પડી કે એ તો કોઈ બીજો આદમી છે. શું કરું? ઇનામ વધારું?"

શીતલા: "તમારી પાસે રૂપિયા વધારે હોય તો લુંટાવો. એમની ઇચ્છા હશે ત્યારે આવશે."

સુરેશ: "બહેન, એક વાત પૂછું? તું કહીશ કે એ શા માટે ચાલ્યો ગયો?"

શીતલા: "કંઇ નહિ. મેં એટલું જ કહ્યું કે મને ઘરેણાં બનાવી

આપો. એમણે કહ્યું મારી પાસે શું છે? મેં કહ્યું ત્યારે પરણ્યા શું કરવા? બસ, વાતવાતમાં તકરાર થઇ ગઇ."

એટલામાં શીતલાની સાસુ આવી. સુરેશે શીતલાની મા અને ભાઇઓને પોતાને ઘેર પહોંચાડી દીધા હતા એટલે અહીં શાંતિ હતી. સાસુએ વહુની વાત સાંભળી હતી. કર્કશ સ્વરે કહ્યું: "બેટા, શું કહું, આ મહારાણી જોવામાં જ ગુલાબનું ફુલ છે. અંદર તો નર્યા કાંટા ભર્યાં છે. એ પોતાના પહેરવા ઓઢવામાં વિમલને પણ ભૂલી જતી. બિચારો એના પર પ્રાણ પાથરતો, પણ એની આંખો તો ફાટેલી જ રહેતી. પ્રેમ તો એને અડકતાંય અભડાય છે. આખરે એને દેશનિકાલ દઇને એ રહી."

શીતલા ગુસ્સે થઇને તડૂકી ઊઠી: "શું એ એકલા જ કમાવા નીકળ્યા છે? બીજું કોઇ પરદેશ નહિ જતું હોય! દેશવિદેશ જવું એ તો મરદનું કામ છે."

સુરેશ: "યુરોપમાં તો ધનભોગ સિવાય સ્ત્રીપુરુષ વચ્ચે કોઈ સંબંધ નથી. બહેને યુરોપમાં જન્મ લીધો હોત તો હીરા અને જવાહીરથી લદાઈ જાત. શીતલા, હવે તું ઈશ્વરને એટલી જ વિનંતી કરજે કે તે સુંદરતા આપે તો યુરોપમાં જ જન્મ આપે."

શીતલાએ વ્યથિત થઇને કહ્યું: "જેના ભાગ્યમાં લખ્યું છે તે સોનાથી પણ મઢેલી છે. મારી માફક કૈં સૌનાં કરમ ફૂટેલાં નથી."

સુરેશને દેખાયું કે શીતલાની મુખકાન્તિ મલિન થઇ ગઇ છે. પતિવિયોગમાં પણ ઘરેણાંની આટલી લાલસા! કહ્યું: "હું તને ઘરેણાં બનાવી આપું તો?"

આ વાકય કંઇક અપમાનસૂચક સ્વરમાં કહેવાઈ ગયું હતું, પણ શીતલાની આંખો એ સાંભળી આનંદથી ચમકી ઊઠી, એનો કંઠ ગદ્ગદ્ થઈ ગયો. એનાં હૃદયનેત્રોની સામે મંગલાનાં રત્નજડિત આભૂષણો ખડાં થઇ ગયાં. એણે કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિએ સુરેશ

તરફ જોયું. મુખથી કંઈ ન બોલી પણ એનું રોમેરોમ બોલતું હતુંઃ “હું તમારી છું.”

૬

કોયલ આંબાની ડાળે બેસીને, માછલી શિતળ જળમાં ક્રીડા કરીને અને હરણું વિસ્તૃત હરિયાળીમાં છલંગો મારીને જેટલા પ્રસન્ન થાય એનાથીય વધારે પ્રસન્ન શીતલા મંગલાનાં આભૂષણો પહેરીને થતી હતી. એના પગ હવે જમીન ઉપર નહોતા પડતા. જાણે આકાશમાં વિહરતી. આખો દિવસ અરીસાની સામે ઊભી રહેતા. એના સ્વભાવમાં એક વિચિત્ર ગર્વનો સંચાર થઈ ગયો.

શૃંગાર શું છે? સૂતેલી કામવાસનાઓને જગાવનારો ઘોરનાદ, ઉદ્દીપનાનો મંત્ર. શીતલા જ્યારે શૃંગાર સજીને બેસતી ત્યારે એને એમ થતું કે મને કોઇ જૂએ. દ્વાર પર કલાકો સુધી એ ઊભી રહેતી. ગામની સ્ત્રીઓની પ્રશંસાથી એને સંતોષ ન થતો. ગામના પુરુષોને એ અરસિક સમજે છે, એટલે એ સુરેશને બોલાવતી. પહેલાં એ દિવસમાં એક વાર પણ આવતો પરંતુ હવે શીતલાનો આગ્રહ છતાં પણ એ નહોતો આવતો.

પહોર રાત વીતી હતી. ઘરના દીવા હોલવાઈ ગયા હતા. પણ શીતલાના ઘરમાં ઝાંખો દીવો બળતો હતો. એણે કુંવર સાહેબના બગીચામાંથી ફુલ મંગાવ્યાં હતાં અને એનો હાર ગૂંથતી હતી. પોતાને માટે નહિ, સુરેશને કાજે. પ્રેમ વિના અહેશાનનો બદલો આપવા એની પાસે બીજું શું હતું?

એકાએક કૂતરા ભસવા મંડયાં અને શ્વાસ મૂકીને વિમલસિંહે ઘરમાં પગ મૂકયો. એના એક હાથમાં ટ્રંક અને બીજા હાથમાં એક પોટલી હતી. દુર્બલ શરીર, મેલાં કપડાં, વધેલી દાઢી અને પીળું મુખ—જાણે કોઇ કેદી કેદમાંથી છૂટીને આવ્યો હોય! દીપકનો પ્રકાશ જોઇને એ શીતલાના ઓરડા તરફ ચાલ્યો. મેના પાંજરામાં

કલબલાટ કરવા લાગી. શીતલાએ માથું ઊંચું કરી જોયું અને ચોંકીને બોલી: "કોણ?" પણ ઓળખી ગઇ. ફુલોને સંતાડી દીધાં અને ઊભી થઇને બોલી: "આટલી જલદી અમારી ખબર લીધી!"

વિમલે કશો જવાબ ન આપ્યો. એ તો વિસ્મિત થઇને એ ઘરને તેમ જ શીતલાને જોઇ જ રહ્યો. એને લાગ્યું કે પોતે જાણે નવી દુનિયામાં આવ્યો છે. આ અધૂરૂં ખીલેલું ફુલ નહતું, એ તો પૂર્ણ વિકસિત કુસુમ હતું. વિમલ એની સુંદરતા પર પહેલાં મુગ્ધ હતો, પણ આ જ્યોતિ તો અગ્નિજ્વાળા હતી. એનાથી હૃદયમાં તાપ અને આંખોમાં બળતરા થતી હતી. આ આભૂષણો, આ વસ્ત્રો અને આ શૃંગાર?! એના માથામાં ચક્કર ચક્કર આવવા મંડયા. એ જમીન પર બેસી ગયો. શીતલા હજી સુધી સ્તંભિત થઇને ઊભી હતી. એને યે કશું સૂઝતું ન હતું. એણે કલ્પનાની કેવી સુરમ્ય વાટિકા રચી હતી! એના ઉપર જાણે બરફનો વરસાદ વરસ્યો. ખરી રીતે તો એને આ મલિન અને અર્ધનગ્ન પુરુષની ઘૃણા થતી હતી. એ ઘરનો જમીનદાર વિમલ ન હતો. એ તો મજૂર વિમલ હતો. જાડું કામ મોઢા ઉપર અસર કર્યા વિના નથી રહેતું. મજૂર સુંદર વસ્ત્રોમાં પણ મજૂર જ લાગે છે.

અકસ્માત વિમલની માતા ઊઠી પડી. વિમલને જોતાં જ એને છાતી સરસો ચાંપી લીધો. વિમલે પગ પર પડી પ્રણામ કર્યાં. એની આંખોમાંથી આંસુધારા વહી રહી હતી. માનો હરખ માતો નહતો. મોઢામાંથી શબ્દ નહોતો નીકળતો.

વિમલે કહ્યું: "મા!"

એના સ્વરે એનો આશય પ્રકટ કર્યો.

મા સમજી ગઇ, બોલી: "બેટા, એવું નથી."

વિમલ: "મા, હું આ શું જોઉ છું?"

મા: "સ્વભાવ જ એવો છે. કોઈ શું કરે?"

વિમલ: "સુરેશે મારે માટે જાહેરખબર કેમ છપાવી હતી?"

મા: "તારી શોધ કરાવવા. એણે દયા ન કરી હોત તો આજે કોઈ જીવતું ન હોત."

વિમલ: "તો તો ઘણું સારું થાત."

શીતલાએ ટાણો મારીને કહ્યું: "તમે તો બધાને મારી જ નાખ્યા હતા. ફુલોની સેજ બિછાવીને નહોતા ગયા!"

વિમલ: "આજે તો ફુલોની સેજ પાથરેલી જોઉં છું."

શીતલા: "તમે કોઈના ભાગ્યવિધાતા છો?"

વિમલસિંહ ઊભો થઇને ક્રોધથી કંપિત સ્વરે બોલ્યો: "માતા, મને અહીંથી લઇ ચાલો. હું આ પિશાચિનીનું મોઢું જોવા નથી ઇચ્છતો. મારી આંખોમાં લોહી ઊતરે છે. મેં આ કુળકલંકિનીને માટે ત્રણ વરસ કઠણ તપશ્ચર્યા કરી છે. એવી તપશ્ચર્યાથી તો મને ઇશ્વર મળત પણ ન મેળવી શકયો."

એટલું બોલીને એ ઓરડામાંથી પોતાની માના ઓરડામાં આવ્યો અને આડો થયો. માએ દીકરાના હાથપગ ધોવડાવ્યા અને ખાવા માટે નાસ્તો બનાવવા લાગી. સાથે સાથે ઘરની દુઃખકથા સંભળાવતી હતી. વિમલના હૃદયમાં સુરેશને માટે જે વિરોધાગ્નિ સળગી રહ્યો હતો તે શાંત થઈ ગયો. પણ હૃદયદાહે રક્તદાહનું રૂપ ધારણ કર્યું. તાવ ચઢી આવ્યો. લાંબી મુસાફરીનો થાક તો હતો જ, અને વરસોના કઠણ પરિશ્રમ પછી આ માનસિક સંતાપ અસહ્ય થઇ પડયો.

આખી રાત એ અચેત પડી રહ્યો. મા બેઠી બેઠી પંખો નાખતી અને રડતી હતી. બીજે દિવસે પણ એ બેહોશ પડયો રહ્યો. શીતલા એની પાસે એક ક્ષણ માટે પણ ન આવી. "એમણે મને કયા સોનાના કોળિયા ખવડાવ્યા છે કે જીવ તોડીને ચાકરી કરું. અહીં તો જેવા કંથ દેશ હતા તેવા વિદેશ. બહુ રૂવાબ કરીને ગયા હતા, શું લઇને આવ્યા તે!"

સાંજરે સુરેશને ખબર મળી. દોડીને આવી પહોંચ્યો. એ મહિના પછી આજે એમણે આ ઘરમાં પગ મૂકયો. વિમલે આંખો ખોલી, ઓળખી ગયો. આંખોમાંથી આંસુ વહેવા માંડયાં. સુરેશના મુખ પર કરુણા દીપતી હતી. વિમલે એને માટે જે અનુચિત સંદેહ કર્યો હતો તે માટે એ પોતાની જાતને ધિક્કારતો હતો.

શીતલાએ સાંભળ્યું કે સુરેશસિંહ આવ્યો છે કે તરત તે અરીસાની સામે ગઇ, વાળ સમાર્યાં અને વિષાદમૂર્તિ બનીને વિમલના ઓરડામાં આવી. વિમલ મૂર્ચ્છિત અવસ્થામાં પડયો હતો. પણ શીતલાની હાજરીથી એની આંખો ખૂલી ગઈ. અગ્નિભર્યાં નેત્રોએ જોઇ એણે કહ્યું: "આજે આવી છું? આજને ત્રીજે દિવસે આવજે. કુંવર સાહેબ સાથે એ દિવસે નિરાંતે મળી લેજે."

શિતલા આવી હતી એવી ચાલી ગઇ. સુરેશ તો અવાક્ બની ગયો. મનમાં વિચાર્યુંઃ "કેવું રૂપ–લાવણ્ય છે પણ કેટલું વિષયાસક્ત! હૃદયને ઠેકાણે માત્ર શૃંગારલાલસા."

તાવ વધતો ચાલ્યો. સુરેશે દાક્તર બોલાવ્યો. પણ મરણે કોઈનું ન સાંભળ્યું. મૃત્યુને કોઇની નથી પડી. વસેલા ઘરને વેરાન બનાવવું, લીલી હરિયાળીને સૂકવી નાખવી એ જ એનું કર્તવ્ય છે. અને એની નિર્દયતા કેટલી વિનોદમય છે! એ રોજ નવું રૂપ બદલે છે.

ત્રીજે દિવસે, પાછલી રાતે વિમલની માનસિક પીડા અને હૃદયતાપનો અંત આવ્યો. ચોર દિવસે ચોરી નથી કરતા. યમદૂતો પણ ઘણુંખરૂં રાત્રે જ ચોરની જેમ છાનામાના આવી પ્રાણ હરી જાય છે. આકાશના તારા પ્રકાશ વિહોણા દેખાતા, વૃક્ષો શોકથી સ્થિર ઊભાં હતાં. રાત શોકનું બાહ્ય સ્વરૂપ છે. રાત મૃત્યુનું ક્રીડાક્ષેત્ર છે. મૃત્યુદેવ જેને સાંભળવા સદા વિકલ રહે છે એ આર્તનાદ વિમલના ઘરમાંથી સંભળાયો.

શીતલા ચોંકી ઊઠી. અને ગભરાએલી મરણશય્યા તરફ દોડી. એણે શબ પર નજર નાખી અને ભયભીત થઇને પાછી હઠી ગઈ. એને લાગ્યું કે વિમલ અત્યંત તીવ્ર દૃષ્ટિથી એની તરફ તાકી રહ્યો છે. બુઝાયલા દીપકમાં એને ભયંકર જ્યોતિ દેખાઇ. ભયની મારી એ ત્યાં ન રહી શકી. બારણા બહાર નીકળવા જાય છે ત્યાં સુરેશ સામો મળ્યો. કહ્યું: "મને બીક લાગે છે. મને થયું કે હું એમના પગ પર પડીને રડી પડું, પણ એવામાં એ તો ચાલ્યા ગયા."

૭

જ્યારે કોઇ પથિકને ચાલતાં ચાલતાં ખબર પડે છે કે હું રસ્તો ભૂલ્યો છું ત્યારે તે સીધા રસ્તા પર આવવા ઝપાટાબંધ ચાલે છે. પોતા પર ગુસ્સે થાય છે કે હું આટલો ગાફીલ કેમ બની ગયો. સુરેશ પણ હવે શાંતિમાર્ગ પર આવવા વિકલ થઇ ગયો. મંગલાની સ્નેહસેવાઓ યાદ આવી. હૃદયમાં વાસ્તવિક સૌન્દર્યોપાસનાનો ભાવ જાગૃત થયો. એનામાં કેટલો પ્રેમ, કેટલો ત્યાગ અને કેટલી ક્ષમા હતી? એની અતૂલ પતિભક્તિની યાદ કરીને એને કંઇ કંઇ થતું. મેં કેવો ઘોર અત્યાચાર કર્યો? ઊજળા રત્નને ન પારખ્યું! હું જડવત્ ઊભો રહ્યો ને લક્ષ્મી મારા ગૃહમાંથી ચાલી ગઈ! મંગળાએ જતાં જતાં જે વાતો શીતલાને કરી હતી તે એમને ખબર હતી. પણ એને વિશ્વાસ નહોતો આવતો. મંગલા શાંત પ્રકૃતિની હતી. એણે મંગલાને પિયર પત્રો લખ્યા પણ ત્યાંથી તો વ્યંગ અને કડવાં વાક્યો જ મળ્યાં.

સુરેશે છેલ્લો કાગળ લખ્યો: "હું જાતે જ આવું છું. રત્નને મેળવીશ કે હું પોતે જ ખોવાઇ જઇશ."

ઉત્તર આવ્યો: "ખોવાવા જાઓ તો અહીં થઇને જજો. અહીંથી પણ કોઇ તમારો સાથ કરશે."

સુરેશને આ શબ્દોમાં આશા લાગી. સાસરામાં કોઇએ એનું

સ્નેહભર્યું સ્વાગત ન કર્યું. સૌનાં મોઢાં ફુલેલાં હતાં. સસરાજીએ તો એને પતિધર્મ ઉપર એક લાંબું પ્રવચન સંભળાવ્યું.

રાત્રે જ્યારે ભોજનથી પરવારીને આડો થયો ત્યારે નાની સાળી આવીને પાસે બેસી ગઈ. હસીને બોલી: "કોઇ સુન્દરી પોતાના રૂપહીન પુરુષને ત્યજી દઈને એનું અપમાન કરે તો એને શું કહેશો ?"

સુરેશ: "કુલટા !"

સાળી: "અને એવા પુરુષને, જે પોતાની રૂપહીન સ્ત્રીને ત્યાગી દે ?"

સુરેશ: "પશુ !"

સાળી: "અને વિદ્વાન હોય તો ?"

સુરેશ: "પિશાચ !"

સાળી (હસીને): "તો હું નાસી જાઉં છું, મને આપની બીક લાગે છે."

સુરેશ: "પણ પિશાચનું પ્રાયશ્ચિત્ત પણ સ્વીકારાય છે."

સાળી: "શરત એ કે પ્રાયશ્ચિત્ત સાચું હોવું જોઈએ."

સુરેશ: "એ તો અંતર્યામી જાણે."

સાળી: "સાચું હશે તો એનું ફળ પણ અવશ્ય મળશે. બહેનને લેવા આવ્યા છો ?"

સુરેશની આશાનૌકા ફરી ડગમગી ગઈ. ગદ્‌ગદ્ કંઠે બોલ્યો: "પ્રભા, ઇશ્વરને ખાતર મારા ઉપર દયા કરો. હું દુ:ખી છું. વરસ થયું એવો દિવસ નહિ ગયો હોય કે હું રડ્યો નહિ હોઉં."

પ્રભાએ ઊઠતાં ઊઠતાં કહ્યું: "પોતે કર્યું એનો શું ઉપાય ? લો, જાઉં છું."

પ્રભાના ગયા પછી મંગલાની માતા આવીને પાસે બેઠી, બોલી: "બેટા, તમે તો બહુ ભણ્યાગણ્યા છો, દેશવિદેશ જોયા છે, સુંદર બનાવવાની કોઇ દવા નથી જોઇ ?"

સુરેશે વિનયપૂર્વક કહ્યું: " માતા, ભગવાનને ખાતર હવે મને વધારે લજ્જિત ન કરો."

માતા: "તમે તો મારી દીકરીના પ્રાણ લઈ લીધા. તો શું હું તમને આટલા શબ્દો પણ ન કહું? મનમાં તો હતું કે એવું એવું સુણાવીશ કે તમેય જીવો ત્યાં સુધી યાદ કરો. પણ મહેમાન છો; તમને શું બોલું?"

માતા જાય છે.

સુરેશ આશા અને ભયની દશામાં વારંવાર પડખું બદલતો હતો. દ્વાર પર વાતો સંભળાઇ:

" જાને, જાગે છે."

" શું જાઉં!"

સુરેશે અવાજ ઓળખ્યો. તરસ્યાને પાણી મળ્યું. એક ક્ષણમાં મંગલા એની સામે પડેલે માથે આવી ઊભી રહી. સુરેશને એનામાં અનુપમ અને દિવ્ય સૌન્દર્ય દેખાયું. રોગીને નવું જીવન મળ્યું હોય એવી સૌમ્ય શાંતિ એના મુખ પર દીપી રહી.

રૂપ તો એ જ હતું પણ જોનાર આંખો બીજી હતી.

# શાન્તિ

જ્યારે હું સાસરે આવી ત્યારે બિલકુલ ફુવડ હતી. ન પહેરવા ઓઢવાનું ઠેકાણું કે ન વાતચીત કરવાના ઢંગ. ઊંચું જોઇને કોઈની સાથે વાત પણ નહોતી કરી શકતી. કોઇની સામે જતાં શરમ આવતી. સ્ત્રીઓની સામે પણ જરાક આઘું ઓઢીને જ જતી. હું થોડુંક હિન્દી ભણી હતી પણ નવલકથા કે નાટક વાંચવામાં મને રસ ન પડતો. નવરાશ મળ્યે રામાયણ વાંચતી. એમાં મારું મન ખૂબ પરોવાતું હતું. હું એ ગ્રન્થને મનુષ્યકૃત નહોતી સમજતી કારણ હું માણસોને આટલાં બધાં બુદ્ધિમાન અને સહૃદય નહોતી જાણતી. આખો દિવસ ઘરનું કંઇ ને કંઈ કામ કરતી અને કંઈ કામ ન રહેતું તો રેંટિયે બેસીને કાંતતી. મારી વૃદ્ધ સાસુથી હું થરથર કાંપતી. એક દિવસ દાળમાં મીઠું જરા વધારે પડી ગયું. સસરાજીએ જમતી વેળા માત્ર એટલું જ કહ્યું: “મીઠું જરા હિસાબથી નાખ્યા કરો!” આટલું સાંભળતાં તો હૃદયમાં કંપ ઊઠયો—જાણે એનાથી મોટી વેદના બીજી કોઇ નહિ હોય.

મારું આ ફુવડપણું એમને (મારા પતિદેવને) પસંદ નહોતું. એમણે વકીલની ઊંચી પરીક્ષા પાસ કરી હતી. એઓ મારા પર પ્રેમ કરતા પણ એમાં પ્રેમ કરતાં દયા વધારે હતી. સ્ત્રીઓની રહેણીકરણી અને કેળવણીના સંબંધમાં એમના વિચારો બહુ ઉદાર હતા. મને એ વિચારોથી બહુ જ દૂર દેખીને એઓ કદાચ મનમાં ને મનમાં બળી ઊઠતા. પરંતુ એમાં મારા વાંક કરતાં આપણા રીતરિવાજનો એમને વધારે અપરાધ લાગતો.

મારી સાથે બેસીને વાતચીત કરવામાં એમને જરા ય આનંદ નહોતો આવતો. સૂવા આવતા ત્યારે કોઇને કોઇ અંગ્રેજી પુસ્તક સાથે લાવતા અને ઊંઘ આવે ત્યાં સુધી વાંચતા. જો કદાચ મારાથી પૂછાઇ જવાતું કે "આ કયું પુસ્તક છે?" તો મારા તરફ કરુણ દૃષ્ટિથી જોઇને કહેતા: "તને શું કહું, આ ઑસ્કર વાઇલ્ડની સર્વોત્તમ કૃતિ છે." મને મારી અયોગ્યતા પર બહુ ઘૃણા છૂટતી, હું મને પોતાને ધિક્કારતી. મને થતું કે હું આવા વિદ્વાન પુરુષને યોગ્ય નથી, મને તો કોઇ મારા જેવા ફૂવડને જ પરણાવવી જોઇતી હતી; પરંતુ એટલું મારું સદ્ભાગ્ય હતું કે એઓ સર્વદા મારા તરફ આદરથી જ જોતા.

એક દિવસ સમી સાંજે હું રામાયણ વાંચતી હતી. ભરતજી રામચંદ્રની શોધમાં નીકળ્યા હતા. એમનો કરુણ વિલાપ વાંચીને મારું હૃદય ગદ્ગદ્ થઈ રહ્યું હતું. આંખોમાંથી આંસુ ટપકતાં હતાં, હૃદયમાં ડૂમો ભરાયો હતો. અચાનક એઓ મારા ઓરડામાં આવ્યા. મેં પુસ્તક બંધ કરી દીધું. એમણે પુસ્તક જોઇને પૂછ્યું: "રામાયણ છે?"

મેં અપરાધીની જેમ માથું નીચું રાખીને કહ્યું: "હા, જરા જોતી હતી."

એમણે કહ્યું: "પુસ્તક સુન્દર અને ભાવોથી ભરપૂર છે એમાં શક નથી, પણ એમાં અંગ્રેજ અને ફ્રેન્ચ લેખકોની જેમ માનવ-ચરિત્રનું ખૂબીથી નિરૂપણ નથી કર્યું. તું કદાચ નહિ સમજી શકે પણ કહેવામાં હરકત નથી કે યુરોપમાં આજકાલ સ્વાભાવિકતાનો જમાનો છે. એ લોકો મનોભાવોના ઉત્થાન અને પતનનું એવું વાસ્તવિક વર્ણન કરે છે કે વાંચીને આપણે આશ્ચર્યમુગ્ધ બની જઇએ. આપણે ત્યાં કવિઓને ડગલે ને પગલે ધર્મ અને નીતિનું ધ્યાન રાખવું પડે છે, એટલે ક્યારેક એમના ભાવોમાં અસ્વાભાવિકતા આવી જાય છે; અને આ ત્રુટિ તુલસીદાસમાં પણ છે."

એ વખતે આ બધું મારી સમજણમાં જ ન ઊતર્યું. કહ્યું: "મારે માટે તો આ જ બહુ છે. અંગ્રેજી પુસ્તકમાં મને શી સમજણ પડે?"

એમણે કહ્યું: "એમાં મોટી વાત નથી. એક કલાક પણ જો તું રોજ અભ્યાસ કરે તો થોડા જ વખતમાં અંગ્રેજી વાંચતી થઈ જાય. પણ તેં તો મારી વાતો ન માનવાના સોગન લીધા છે. કેટલું સમજાવ્યું કે મારી આગળ શરમ ન હોય પણ તું એકની બે નથી થતી. કેટલું કહું છું કે જરા સફાઈથી રહે, પ્રભુ સુંદરતા આપે છે તો એને સાચવવી અને દીપાવવી એવુંય કહે છે. પણ તારી નજરમાં એની જરાય કિંમત નથી; અથવા તો તું એમ સમજે છે કે મારા જેવા કદરૂપા માણસ માટે તું ગમે તેવી રહે તો પણ ચાલે! આ તો મારા ઉપર અત્યાચાર છે. તું મને જબરજસ્તીથી વિરાગી બનાવવા માગે છે. જ્યારે રાતદિવસ મહેનત કરીને કમાઉં છું ત્યારે મારી એવીય ઈચ્છા થાય છે કે આ દ્રવ્યનો સદુપયોગ પણ થાય. પરંતુ તારું ફુવડપણું અને જૂના વિચારો મારી મહેનત પર પાણી ફેરવે છે. સ્ત્રીઓ માત્ર ખાવાનું કરવા, છોકરાં પાળવા, પતિની સેવા કરવા અને એકાદશીનું વ્રત કરવા માટે નથી. એમના જીવનનું લક્ષ્ય એનાથી બહુ ઉચ્ચ છે. એ પુરુષોના સામાજિક અને માનસિક વિષયોમાં સમાન રૂપથી ભાગ લેવાની અધિકારિણી છે. એમને પુરુષોની જેમ સ્વતંત્ર રહેવાનો પણ અધિકાર છે. તારી આ કેદીની દશા જોઇને મને ખૂબ દુઃખ થાય છે. સ્ત્રી પુરુષની અર્ધાંગના કહેવાય છે. પણ તું તો મારી માનસિક કે સામાજિક કોઇ પણ આવશ્યકતાને પૂરી નથી કરી શકતી. મારો અને તારો ધર્મ જુદો, આચારવિચાર જુદા, આમોદપ્રમોદ જુદા—જીવનના કોઇ પણ કાર્યમાં મને તારા તરફથી સહાય નથી. તું પોતે જ વિચાર કર કે આવી દશામાં મારું જીવન કેવી ખરાબ રીતે જાય છે."

એમનું કહેવું બિલકુલ યથાર્થ હતું. હું એમના ગળામાં સાંકળરૂપ હતી. તે દિવસથી મેં એમના કહેવા અનુસાર ચાલવાની પ્રતિજ્ઞા લીધી. મારે મન તો પતિ એ જ સર્વસ્વ હતું.

૨

એમ તો કેમ કહું કે મને પહેરવા ઓઢવાનો શોખ નહતો. હતો, અરે એટલું જ નહિ પણ બીજી સ્ત્રીઓ કરતાં પણ વધારે હતો. જ્યારે બાળક અને વૃદ્ધ સુદ્ધાં શણગાર પસંદ કરે છે ત્યારે હું તો યુવતી હતી. મનમાં ને મનમાં ઝુરીને રહી જતી. મારા પિયરમાં જાડું ખાવાનો અને જાડું પહેરવાનો રિવાજ હતો. મારી મા અને દાદી પોતાને હાથે સુતર કાંતતાં અને એ જ સુતરનાં કપડાં તૈયાર કરાવતાં. બજારથી કપડાં બહુ ઓછાં આવતાં. હું કોઇ દિવસ જરા ઝીણું કપડું પહેરવાની કે સારાં કપડાં ખરીદવાની રુચિ બતાવતી તો માતા તરત ટોકતી અને સમજાવતી કે બહુ ઝીણાં કપડાં અને શણગાર ગૃહસ્થ ઘરની વહુદીકરીને માટે શોભાસ્પદ નથી, એવી ટેવ સારી નહિ. કદાચ મને આરસીમાં જોતાં જોઇ લેતી તો ધાંટા કહાડતી. પરંતુ હવે એમની જીદથી મારી શરમ અને લજ્જા ચાલી ગઇ. મારી સાસુ અને નણંદો મારા શણગાર જોઇને નાક મોં ચઢાવતી પણ મને તેમની પરવા ન હતી. એમની પ્રેમદષ્ટિને માટે હું એ બધું સહન કરી લેતી. હવે મારા અને એમના વિચારોમાં સમાનતા આવતી હતી. એ વધારે પ્રસન્ન દેખાતા. મારે માટે સુંદર ફેશનેબલ સાડીઓ, સુંદર પોલકાં અને નવી ફેશનના બૂટ લાવતા; પણ હું આ બધું પહેરીને કોઈની સામે નહોતી નીકળતી, માત્ર એમની આગળ જ પહેરતી. મને આમ પહેરેલી ઓઢેલી જોઇને એઓ ખૂબ ખુશી થતા હતા. સ્ત્રીને મન તો પતિની પ્રસન્નતાથી બીજો આનંદ શો હોઇ શકે? હવે ઘરના કામકાજમાં મારો જીવ નહોતો લાગતો. મારો ઘણોખરો વખત શણગાર સજવામાં, સંભાળવામાં અને પુસ્તકો વાંચવામાં જતો. હવે પુસ્તકો મને ખૂબ ગમતાં હતાં.

તો પણ હજી સુધી હું મારાં સાસુસસરાની લાજ રાખતી. એમની સામે બૂટ પહેરીને અને ઝીણી સાડી ઓઢીને નીકળવાનું

સાહસ કરતાં અચકાતી. પણ હવે મને એમની શિખામણવાળી વાતો જરાય રૂચતી ન હતી. હું વિચારતી કે જ્યારે મારા સ્વામી સેંકડો રૂપિયા મહિને કમાય છે ત્યારે હું લોંડી બનીને ઘરમાં શા માટે રહું ? મારી ઇચ્છાથી હું ગમે તેટલું કરું પણ મને આજ્ઞા કરવાવાળા એ કોણ ? મારામાં આત્માભિમાન વધતું જતું હતું. કદાચ સાસુ કંઇ કામ બતાવતાં તો આંખ આડા કાન કરી જતી. એક દિવસ સાસુજીએ કહ્યું: “ વહુ, સવારના નાસ્તા માટે કંઇ બનાવજો.” મેં સાંભળ્યું ન સાંભળ્યું કરી નાખ્યું. સાસુજી ગુસ્સે થઈ ગયાં. એઓ ખૂબ ચીડિયા સ્વભાવનાં હતાં. જરા જરા વાતમાં છણકો કરતાં. પોતાની આબરૂનું એમને એટલું બધું અભિમાન હતું કે મને એક લોંડી જેવી સમજતાં. પોતાની દીકરીઓ તરફ તો રોજ સારી રીતે વર્તતાં. ક્રોધમાં ને ક્રોધમાં મારા ઓરડા આગળ આવીને કહે: “ વહુ, તને મેં નાસ્તો તૈયાર કરવાનો કહ્યો ત્યારે તું હજી તારા પોથલાંમાંથી ઊંચુંય નથી જોતી. તને આજ કાલ શું થઇ ગયું છે ? કોના ઉપર આટલો મિજાજ કરે છે ? તને એમ લાગતું હશે કે મારો ધણી કમાય છે એટલે હું શા માટે કામ કરું ? એ ઘમંડ અહીં નહિ ચાલે. તારો ધણી ભલે લાખ કમાય, પણ ઘરમાં રાજ તો મારું જ રહેવાનું. તારું નહિ ! આજે એ ચાર પૈસા કમાવા લાગ્યો છે, તો તું મોટી ઘરની શેઠાણી થઈ રહી છું. પણ એને પાળવા પોષવા તું નહોતી આવી. એ તો મેં જ ભણાવી ગણાવીને આ દરજ્જે આણ્યો છે. વાહ ! આજકાલની છોકરીને કેટલું ગુમાન !”

હું રોઈ પડી. મોઢામાંથી શબ્દે ય ન નીકળ્યો. એ ઉપર પોતાના ઓરડામાં બેસીને વાંચતા હતા. આ બધી વાતો એમણે સાંભળી. એમને બહુ દુ:ખ થયું. રાતે જ્યારે હું ઉપર ગઈ ત્યારે બોલ્યાઃ “ જોયો તેં બાનો ક્રોધ ! આ તો નર્યો અત્યાચાર છે.

આનાથી તો સ્ત્રીને જીવન પહાડ જેવું લાગે. આવી વાતોથી સ્ત્રીના અંતરમાં કેટલી વેદના થાય છે એ જાણવું અસંભવિત છે. જીવન ભારરૂપ થઈ પડે છે, હૃદય જડ બની જાય છે અને માણસની આત્મોન્નતિ અટકી જાય છે. આપણાં ઘરોમાં આ ભારે અંધેર છે. હવે હું તો એમનો પુત્ર રહ્યો, એમની સામે મોં ફાડીને બોલી પણ ન શકું. મારા ઉપર એમનો મોટો અધિકાર છે. એટલે એમના વિરુદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવો મારે માટે અશક્ય છે. અને એ બંધન તારે માટે પણ ખરું. તેં એમની વાતો ચૂપચાપ ન સાંભળી લીધી હોત તો મને ખૂબ દુઃખ થાત. કદાચ હું ઝેર ખાઇ લેત. આવી દશામાં બે જ વાત સંભવિત છેઃ કાં તો દરરોજ એમના આ છણકા અને ક્રોધ સહન કર્યા કરો અથવા બીજો રસ્તો શોધો. બાનો સ્વભાવ સુધરે એ આશા તો હવે ભ્રમ છે. બોલ, તું શું કહે છે ?"

મેં ડરતાં ડરતાં કહ્યું: "જેવી આપની આજ્ઞા! હવે વાંચવાનું મૂકી દઇશ અને એઓ જે કંઇ કહેશે તે જ કરીશ, જેથી એઓ પ્રસન્ન રહે એમ જ કરીશ. મારે ભણીગણીને શું કરવું છે ?"

પણ એમણે કહ્યું: "મારે એ નથી જોઇતું. બાએ આજે તો શરૂઆત કરી છે. હવે એ તો રોજ વધતું જ જવાનું. હું તને સભ્ય અને વિચારશીલ બનાવવાનો જેટલો પ્રયત્ન કરીશ એટલું જ એમને ખરાબ લાગશે, અને એનો રોષ બધો તારા ઉપર ઉતરશે! એને ખબર નથી કે એણે જે યુગમાં જીંદગી કાઢી છે તે જમાનો હવે નથી રહ્યો. વિચારસ્વાતંત્ર્ય અને સમયાનુકૂળતા એમની દૃષ્ટિમાં અધર્મ કરતાં વધારે છે. મેં એવો વિચાર કર્યો છે કે કોઇ બીજા શહેરમાં જઇને વકીલાત જમાવું. મારી વકીલાત પણ અહીં બરાબર ચાલતી નથી, એટલે કોઈ બહાનાની પણ જરૂર નથી.

હું આની વિરુદ્ધ કંઈ ન બોલી શકી. મને એકલા રહેવામાં સંકોચ અને ભય થતો હતો પણ સ્વતંત્ર રહેવાની આશાએ મનને પ્રફુલ્લિત બનાવી દીધું.

## ૩

એ દિવસથી જ સાસુજીએ મારી સાથે બોલવાનું છોડી દીધું. ચાકરડીઓ અને નણંદો આગળ મારી મશ્કરીઓ કરતાં. મને આ ખૂબ ખરાબ લાગતું. એના કરતાં તો એઓ મને કંઈ કહેત તો હું સ્વીકારી લેત. મારા અંતરમાંથી એમની માનમર્યાદા ઘટવા માંડી. કોઇ માણસ પર આવા કટાક્ષ વરસાવવા એ તો એના હૃદયમાંથી આદરમાન ઓછા કરવા જેવું છે. મારા ઉપર મોટું આળ એ કે મેં એમને કોઈ વશીકરણ કર્યું છે! પણ યથાર્થમાં વાત તો જુદી જ હતી.

શ્રાવણ મહિનો હતો. ગોકળઆઠમનો તહેવાર આવ્યો. ઘરમાં સૌએ ઉપવાસ કર્યો. મેં પણ હંમેશની જેમ ઉપવાસ કર્યો. શ્રીકૃષ્ણનો જન્મ તો મધરાતે બાર વાગે થવાનો હતો એટલે અમે સૌ નીચે બેસીને ગાતાં હતાં. એમને આવું બધું બિલકુલ પસંદ ન હતું. આવા અસભ્ય વહેવારોની એઓ બિલકુલ વિરુદ્ધ હતા. હોળીને દિવસે એ તો રંગ પણ નહોતા રમતા. બધું પતી ગયું ત્યારે મને સમજાવીને બોલ્યા: "કૃષ્ણ મહાપુરુષ અવશ્ય હતા અને એમની પૂજા કરવી એ આપણું પ્રથમ કર્તવ્ય છે પણ આ ગાવાથી શું ફાયદો? આ ઢોંગનું નામ ધર્મ નથી. ધર્મનો સંબંધ તો સત્ય અને પ્રામાણિકતા સાથે છે."

એઓ પોતે આ માર્ગનું અનુસરણ કરતા. એઓ ભગવદ્‌ગીતાની અત્યંત પ્રશંસા કરતા પણ એનો પાઠ કોઈ દિવસ નહિ. ઉપનિષદ્‌ને વખાણતી વખતે તો એમના મુખમાંથી જાણે પુષ્પવૃષ્ટિ થતી, પણ મેં કોઇ દહાડો એમને ઉપનિષદ્ વાંચતા દીઠા ન હતા. હિન્દુ

ધર્મના ગૂઢ તત્ત્વજ્ઞાન પર એઓ મુગ્ધ હતા પણ એને એ સમયાનુકૂલ નહોતા માનતા. વેદાન્તને તો એઓ ભારતની અવનતિનું મૂળ માનતા. એઓ કહેતા કે આ વેદાન્તે જ આપણને રસાતાલ કરી દીધા. આપણે જગતના પદાર્થોને તુચ્છ સમજવા લાગ્યા એનું ફળ હજી સુધી આપણે ભોગવી રહ્યા છીએ. આ ઉન્નતિનો સમય છે, ચૂપચાપ બેસી રહેવાથી નહિ ચાલે. સંતોષે તો ભારતને અધોગતિની ખીણમાં ધકેલી દીધું છે.

એ વખતે એમને ઉત્તર આપવાની મારી શકિત નહતી. હા, હવે ખબર પડે છે કે એઓ પશ્ચિમની સંસ્કૃતિજાળમાં ફસાયા હતા. હવે તો એ પોતે પણ આવી વાતો નથી કરતા. એ જોશ હવે જતું રહ્યું છે.

૪

કેટલાક દિવસ પછી અમે અલાહાબાદ ચાલ્યા આવ્યા. એમણે પહેલાંથી જ એક સુન્દર મકાન અને રાચરચીલાની વ્યવસ્થા કરી રાખી હતી. અમારે ત્યાં પાંચ નોકરો હતાઃ બે સ્ત્રીઓ, બે પુરુષો અને એક મહારાજ. ઘરના તમામ કામકાજથી હું નવરી હતી. કયારેક જીવ ગભરાતો તો નવલકથા લઇને વાંચવા બેસી જતી.

તાંબાપિત્તળનાં વાસણોનું તો માત્ર નામ જ હતું. કાચના વાસણોથી કબાટ ભર્યાં હતાં. ખાવાનું પણ પાટલાને બદલે હવે ટેબલ પર આવતું. એઓ ખૂબ આનંદપૂર્વક ભોજન કરતા પણ મને ટેબલ પર બેસીને જમતાં શરમ આવતી. પરંતુ ધીરે ધીરે હું પણ ટેબલ પર જમતી થઇ ગઈ. અમારે ત્યાં એક સુંદર ગાડી હતી. હવે એમ કયાંય પગે ચાલીને જતા નહિ. કોઇને મળવા કરવા જવું હોય તો તરત ગાડી જોડવાનો હુકમ છૂટતો. એઓ કહેતા આજકાલની આ જ ફેશન છે.

એમની આવક હજી ઘણી ઓછી હતી. ખર્ચ પણ જેમ તેમ કરીને નીકળતો. કોઇ કોઈ વાર હું એમને ચિંતાતુર જોતી ત્યારે

કહેતી કે: "કમાણી આટલી ઓછી છે તો રંગરાગ જરા ઓછા કરીએ. એક નાનુંસરખું મકાન લઈએ અને બે નોકરોથી પણ ચલાવીશું. ખાવાનું હું મારે હાથે કરીશ." પણ એઓ મારી વાતોને હસી કાઢતા અને કહેતા: "મારી ગરીબાઇનો ઢંઢેરો હું મારે હાથે શા માટે પીટું? ગરીબાઇ પ્રકટ કરવી એ ગરીબ હોવાથી પણ વધુ ખરાબ છે. ભૂલી જાવ કે આપણે નિર્ધન છીએ, પછી જો, લક્ષ્મી દોડતી આપણી પાસે આવશે! ખર્ચનું વધવું, જરૂરિયાતોનો વિસ્તાર થવો એ તો દ્રવ્યોપાર્જનનું પહેલું પગથિયું છે. એથી ગુપ્ત શક્તિઓ વિકસિત થાય છે અને કષ્ટ સહન કરીને પણ આગળ વધવાની મહત્ત્વાકાંક્ષા જાગે છે. સંતોષ દરિદ્રતાનું બીજું નામ છે."

અમારો ખર્ચ દિવસે દિવસે વધતો જતો હતો. અમે અઠવાડિયામાં બેત્રણ વાર તો નાટકસિનેમા જોવા જતાં. દર અઠવાડિયે મિત્રોને જમવા નોતરતા. હવે મને દેખાવા માંડયું કે જીવનનું લક્ષ્ય સુખભોગ છે. ઈશ્વરને આપણી ઉપાસનાની નથી પડી. એણે આપણને ઉત્તમોત્તમ વસ્તુઓ ભોગવવા માટે જ આપી છે. એનો ઉપભોગ કરવો એ જ એની સર્વશ્રેષ્ટ આરાધના છે. એક ખ્રિસ્તી બાઇ મને સંગીત અને અંગ્રેજી શીખવવા આવતી. ઘરમાં એક પિયાનો પણ આણ્યો હતો. આ આનંદમાં હું રામાયણ અને ભક્તમાળ ભૂલી ગઈ. એ પુસ્તકો મને અપ્રિય લાગવા માંડયાં. દેવો ઉપરથી પણ વિશ્વાસ ઊઠી ગયો.

ધીરે ધીરે શહેરના પ્રતિષ્ઠિત અને કેળવાએલા માણસોથી અમારો સ્નેહસંબંધ વધતો ગયો. મારે માટે આ એક નવો જ સમાજ હતો. એની રહેણીકરણી, આહારવ્યવહાર અને આચાર-વિચાર મારે માટે સર્વથા અનોખાં હતાં. હું આ સમાજમાં તો મોરના ટોળામાં કાગડા જેવી લાગતી. આ લેડીઓની વાતચીત તો નાટકોની, ઘોડદોડની અને વર્તમાનપત્રો ઉપરની ટીકાઓની જ

થતી. એમનું ચાતુર્ય, બુદ્ધિની તીવ્રતા, સ્ફૂર્તિ અને ચપળતા જોઈને મને અચંબો થતો. મને એવું થતું કે આ સ્ત્રીઓ જ્ઞાન અને પ્રકાશની પ્રતિમાઓ છે. એઓ ઘુંઘટ વિના બહાર નીકળતી. હું તો આ એમના સાહસ ઉપર ચકિત થઈ જતી. મને પણ ક્યારેક સાથે લઇ જવાનો આગ્રહ કરતી. પણ હું લજ્જાની મારી ઘરમાં જ રહેતી. હું એ સ્ત્રીઓને ક્યારેય ઉદાસ અને ચિંતાતુર ન જોતી. મિસ્ટર દાસ બહુ બિમાર હતા પણ મિસિસ દાસના ચહેરા પર ચિંતાનું ચિન્હ સરખુંય નહતું. મિસ્ટર બાગડી નૈનિતાલમાં ક્ષયથી પીડાતા હતા પણ મિસિસ બાગડી દરરોજ ટૅનિસ રમવા આવતી. આવી અવસ્થામાં મારી કેવી દશા થતી તે હું જ જાણું છું.

આ સ્ત્રીઓની નીતિરીતિમાં એક આકર્ષણશક્તિ હતી જેનાથી હું ખેંચાતી. હું એમને સર્વદા વિલાસને માટે ઉત્સુક જોતી. અને મારો જીવ પણ એમની જેમ નિઃસંકોચ થઈ જતો. એમની અંગ્રેજી વાતચીત સાંભળીને તો મને થતું કે એ સાચે જ દેવીઓ છે. અને હું એમના જેવી બનવા માટે અપાર પ્રયત્નો કરતી.

ધીરે ધીરે મને એક વિચિત્ર અને ખેદજનક અનુભવ થવા માંડયો. એઓ મારું પહેલાં કરતાં વધારે સન્માન કરતા. મને રોજ 'પ્રિયા', 'વ્હાલી' કહીને જ બોલાવતા તો પણ એમની વાતોમાં મને એક પ્રકારની બનાવટ લાગતી હતી. મને એમ થતું કે આ વાતો એમના અંતરમાંથી નહિ પણ કેવળ મુખમાંથી જ નીકળે છે. એમના સ્નેહ અને પ્યારમાં હાર્દિક ભાવો કરતાં અલંકારો વધારે દેખાતા. પરંતુ વધારે આશ્ચર્યની વાત તો એ કે મને હવે એમના ઉપર પહેલાં જેટલી શ્રદ્ધા નહતી. હવે એમની માથાની પીડાથી મારા હૃદયમાં વ્યથા નહોતી થતી. મારામાં આત્મગૌરવનો આવિર્ભાવ થવા માંડયો હતો. હવે હું મારા શણગાર એટલા માટે કરતી કે સંસારમાં મારું એ એક કર્તવ્ય છે, એટલા માટે નહિ કે હું

એક પુરુષની વ્રતધારિણી છું. હવે મારી સુન્દરતા પર મને પણ ગર્વ થતો હતો. હવે હું કોઇ બીજા માટે નહિ પણ મારા પોતાને માટે જીવતી હતી. ત્યાગ અને સેવાના ભાવો મારા હૃદયમાંથી લુપ્ત થવા માંડ્યા હતા.

હું હજીય પડદો રાખતી, પણ હૃદય પોતાની સુંદરતાના વખાણ સાંભળવા વ્યાકૂળ રહેતું. એક દિવસ મિસ્ટર દાસ અને બીજા સભ્ય ગૃહસ્થો એમની સાથે બેઠા હતા. મારી અને એમની વચ્ચે કેવળ એક ઝીણા પડદાની આડ હતી. એઓ મારી આ શરમથી લજ્જિત હતા. આને એ પોતાની સભ્યતામાં કાળું ધાબું સમજતા. અંતે કેટલાક દિવસ પછી પડદો ઊડી ગયો. અલાહાબાદ આવ્યાને પૂરાં બે વર્ષ પછી હું એમની સાથે ઉઘાડી રીતે સહેલ કરવા ગઈ. સહેલ પછી ધીરે ધીરે ટૅનિસની વાત આવી. છેવટે હું કલબમાં ગઇ ત્યારે જંપી. પહેલાં આ કલબ અને ટૅનિસ મને તમાશો લાગતાં. મને થતું કે આ લોકો વ્યાયામને માટે નહિ પણ ફેશનને માટે રમે છે. મને લાગતું કે આ રમતનો જરાય અર્થ નથી, એ તો માત્ર દેખાવ છે.

કલબમાં તો એથીય વિચિત્ર અવસ્થા હતી. લોકો અંગ્રેજીના ચૂંટેલા શબ્દોનો સાર વિના ઉપયોગ કરતા અને અવસર વિનાનું કૃત્રિમ હસતા. સ્ત્રીઓની એ ફુવડ નિર્લજ્જતા અને પુરુષોની એ ભાવશૂન્ય નારીપૂજા મને જરાય ગમતી ન હતી. બધે જ અંગ્રેજી રાસરસમનું એક હાસ્યજનક અનુકરણ હતું. પરંતુ ધીરે ધીરે મને પણ એ રંગ ચોંટવા લાગ્યો અને હું પણ એ અનુકરણમાં ભળી. હવે મને અનુભવ થયો કે આ પ્રદર્શન-લોલુપતામાં કેટલી શક્તિ છે. હુંય હવે નિત્યનવા શણગાર સજતી અને કલબમાં સૌની દૃષ્ટિ આકર્ષવા આકાશ પાતાળ એક કરતી. પછી તો આ શોખ મારું વ્યસન બની ગયો. લોકોની પાસેથી મારા સૌન્દર્યની પ્રશંસા

સાંભળીને મને અભિમાન મિશ્રિત એક પ્રકારના આનંદનો અનુભવ થતો. મારી લજ્જાશીલતાની સીમાઓ સંકુચિત બની ગઇ. જે દૃષ્ટિપાત મારા રોમેરોમમાં અગ્નિ પ્રકટાવતો અને જે હાસ્ય-કટાક્ષથી હું ઝેર ખાવા તૈયાર થતી એનાથી હવે મને ઉન્માદપૂર્ણ હર્ષ થતો હતો. પરંતુ જ્યારે કોઈ દિવસ અકસ્માત મારી દશા પર આંતરિક દૃષ્ટિ કરતી ત્યારે મને એક જાતનો ન સમજાય એવો ઉચાટ થતો. ક્યારેક તો કલબમાં પણ ન જવાનો નિશ્ચય કરી નાખતી, પણ કલબનો વખત થતાં બધું ભૂલી જતી. હું હવે સ્વાધીન ન હતી. મારી સદ્‌કલ્પનાઓ નિર્બળ બની ગઇ હતી.

૫

ત્રણચાર વર્ષ આમને આમ વહી ગયાં. હવે એમના સ્વભાવમાં એક વિચિત્ર પરિવર્તન આવતું હતું. એઓ ઉદાસ અને ચિંતામગ્ન રહેતા, મારી સાથે બહુ ઓછું બોલતા. મને એવું લાગતું કે જાણે કોઇ ભારે આફતની ચિંતા આવી પડી છે, અથવા તો કોઇ ભયંકર ગુપ્ત બિમારીથી પીડાય છે. મોઢું હંમેશાં ઉતરેલું રહેતું. જરા જરા વાતમાં ચિઢાઇ જતા અને બહાર પણ બહુ ઓછું જતા.

એક દિવસ એમને ખૂબ જોશથી તાવ આવ્યો. આખો દિવસ બેહોશ થઇને પડયા રહ્યા. પરંતુ મને એમની પાસે બેસવામાં એક પ્રકારનો સંકોચ થતો હતો. મારો જીવ એક નવલકથા વાંચવા માટે તલસતો હતો. એમની પાસે જતી અને પળવારમાં પાછી આવી પુસ્તક વાંચવા મંડી જતી. કલબમાં જવાનો વખત થયો ત્યારે હું વિચારમાં પડી ગઈ કે ટૅનિસ રમવા જાઉં કે ન જાઉં! ઘણીવાર સુધી ના અને હાની વચ્ચે યુદ્ધ ચાલ્યું. છેવટે મેં નિર્ણય કર્યો કે અહીં રહેવાથી એ કંઇ એકદમ સારા તો થઇ જવાના નથી એટલે મારું અહીં રહેવું નિરર્થક છે. મેં કલબમાં જવાનાં કપડાં પહેર્યાં અને કલબમાં જવા ગાડી જોડાવી. કલબમાં મેં મિસિસ દાસ અને

મિસિસ બાગડીને એમની તબિયત વિષે વાત કરી અને સજળ નેત્રે ચૂપચાપ બેસી રહી. જ્યારે સૌ પોતપોતાનું રેકેટ લઇને રમવા ગયા ત્યારે મિસ્ટર દાસે મને પણ બોલાવી. મારા અંતરમાંથી એક છૂપી આહ નીકળી પણ મારું મન મને રમવા ઘસડી ગયું.

આજથી ચાર વર્ષ પૂર્વે એમને આવો જ સખત તાવ આવેલો, ત્યારે મને આખી રાત ઊંઘ નહોતી આવી અને એક પ્રકારનો અજંપો થતો. હૃદય વ્યાકૂળ રહેતું અને જીવ એમ કહેતો કે એમને બદલે મને તાવ આવે તો સારું, પણ એ સારા થઇ જાય એટલે બસ; પણ આજે મારું હૃદય સ્નેહશૂન્ય થઇ ગયું હતું. એકલાં રડવાની મારામાં ક્ષમતા ન હતી. હું તો હંમેશની જેમ રાત્રે નવ વાગે પાછી આવી. એમની તબિયત કંઇ ઠીક દેખાઇ. મારા તરફ એક અછડતો દૃષ્ટિપાત કરીને એમણે પાસુ ફેરવી લીધું. હું સૂતી ત્યારે મારું અંતર-મારી સ્વાર્થપરતા અને વિલાસિતા પર આંસુ સારી રહ્યું.

હું હવે અંગ્રેજી નવલકથાઓ સમજતી હતી. અમારી વાતો પણ હવે વધારે ઉત્કૃષ્ટ અને આલોચનાત્મક થતી. અમારા સંસ્કારનો આદર્શ હવે બહુ ઉચ્ચ થઇ ગયો હતો. અમને અમારા મિત્ર મંડળ સિવાય બહારના માણસોને મળવામાં એક પ્રકારનો સંકોચ થતો હતો. અમારાથી નીચી કોટિના માણસો સાથે વાત કરતાં અમે અપમાનિત થતાં. હિન્દુ સ્ત્રીઓને જોઈને હવે મને એક જાતની ઘૃણા થતી હતી. તેમનામાં મને જરાય શિષ્ટતા ન દેખાતી.

એમની તબિયત બીજે દિવસે પણ ન સુધરી. હું તે દિવસે ક્લબમાં ન ગઈ. પણ તાવ ત્રણચાર દિવસ સુધી સતત અને સબળ રહ્યો ત્યારે મિસિસ દાસે એક નર્સ બોલાવવાની ભલામણ કરી અને મેં તે સ્વીકારી. તે દિવસથી રોગીની સુશ્રૂષામાંથી છૂટા થવાનો આનંદ ન સમાયો. હું ત્રણ દિવસથી ક્લબમાં નહોતી

ગઇ પણ મારો જીવ તો ત્યાં જ હતો. મને મારા ભીરુ ત્યાગ પર ક્રોધ થતો.

એક દિવસ હું આરામખુરશી પર પડી પડી અંગ્રેજી પુસ્તક વાંચતી હતી. અચાનક મનમાં વિચારતરંગો ઊઠયા કે વખત છે ને એમનો તાવ અસાધ્ય બની જાય તો? પરંતુ એ વિચારથી મને જરાય દુઃખ ન થયું. હું શોકમય કલ્પનાનો મનમાં ને મનમાં આનંદ લૂંટવા લાગી. "મિસિસ દાસ, મિસિસ નાયડુ, મિસિસ શ્રીવાસ્તવ, મિસ ખરે, મિસ ગુલબાનુ મને સાંત્વના દેવા આવશે. એમની સામે હું સજળ નેત્રે જોઇ ધીમે સાદે કહીશઃ 'બહેનો, મારું સર્વસ્વ નષ્ટ થઈ ગયું. હવે મારું જીવન અંધારી રાતના ભયાનક વનમાં સ્મશાનના દીપક સમાન છે. પરંતુ મારી દશા પર દુઃખ ન કરશો. મારા ઉપર જે પડશે તે હું એ સદ્ગત આત્માના મોક્ષના વિચારથી સહન કરી લઇશ...' "

મેં તો આ પ્રમાણે મનમાં એક શોકપૂર્ણ વ્યાખ્યાનની પણ રચના કરી નાખી. તે વખતે કેવાં વસ્ત્રો પહેરવાં એ પણ નક્કી કરી દીધું!

"આ ઘટનાની શહેરમાં ચર્ચા થશે, મિત્રો મને પોતાની સહવેદના પ્રકટ કરશે, પત્રોના ઢગલા થશે, પછી હું એ સૌનો વર્તમાનપત્રદ્વારા આભાર માનીશ અને આ હમદર્દી માટે કૃતજ્ઞતા દેખાડીશ."

હું આ વિચારોમાં ડૂબી ગઈ હતી ત્યાં નર્સે આવીને કહ્યુંઃ "સાહેબ આપને યાદ કરે છે." આ મારો કલબમાં જવાનો વખત હતો. મને એમનું આ બોલાવવું અપ્રાસંગિક લાગ્યું. પણ જેમ તેમ કરીને એમની પાસે ગઈ. એક મહિનો થયાં તાવે પીછો છોડયો નહતો, એમનું શરીર એકદમ કૃશ થઈ ગયું હતું, આંખો ઊંડી પેસી ગઈ હતી. એમણે મારી તરફ વિનયપૂર્ણ દૃષ્ટિથી જોયું. એમાં આંસુ ભર્યાં હતાં. મને એમના ઉપર દયા આવી પાસે બેસી પડી.

અને ડસકું લેતાં બોલી: " શું કરું ? કોઇ બીજા ડાકટરને બોલાવવા મોકલું ? " આંખો નીચી કરીને કરુણ ભાવથી એમણે કહ્યું: " હું અહીં સારો થાઉં એ અશક્ય છે. મને આપણે ઘેર માતાપિતાની પાસે પહોંચાડવાની વ્યવસ્થા કરો. "

મેં કહ્યું: " શું ત્યાં તમારી સારવાર આનાથી વધારે સારી થશે ? "

એ બોલ્યા: " કોણ જાણે કેમ મારો જીવ બાના દર્શન માટે તલસી રહ્યો છે. મને લાગે છે કે હું ત્યાં દવાદારૂ વિના જ સાજો થઈ જઇશ. "

મેં કહ્યું: " આ તો તમારી કલ્પના માત્ર છે. "

" ભલે કલ્પના હોય, મારું આટલું કામ કરો. હું રોગથી નહિ પણ આ જીવનથી જ દુઃખી છું. " એમના બોલવામાં વર્તમાન જીવન તરફ અસંતોષ અને તિરસ્કાર હતાં.

મેં આશ્ચર્યચકિત થઇને એમની સામે જોયું. એમણે ફરી બોલવું શરૂ કર્યું: "હવે આ જીવનથી મારું મન ભરાઇ ગયું છે. હવે હું સમજ્યો છું કે હું જેને સ્વચ્છ અને લહેરાતા નિર્મળ જળનું ઝરણું માનીને જેના તરફ દોડતો હતો તે તો મરૂભૂમિ છે. આ પ્રકારના જીવનના બાહ્ય સ્વરૂપ ઉપર મોહ પામીને હું અંધ બન્યો હતો, પણ મને એનું વાસ્તવિક સ્વરૂપ હવે સમજાયું છે. પાંચ વર્ષના આ ઉપવનમાં સતત ભ્રમણ પછી મને એ કંટકવન લાગ્યું છે. અહીં હૃદયની શાંતિ ય નથી અને આત્માનો આનંદ પણ નથી. આ તો ઉન્મત્ત, અશાંતિમય, સ્વાર્થપૂર્ણ અને વિલાસયુક્ત જીવન છે. અહીં નીતિ, ધર્મ, સહાનુભૂતિ અને સહૃદયતાનું નામનિશાન પણ નથી. ભગવાનને ખાતર મને આ અગ્નિથી બચાવ. જો બીજું તું કંઈ ન કરી શકે તો બાને એક પત્ર તો જરૂર લખી નાખ. એ આ સાંભળીને જરૂર દોડી આવશે. પોતાના અભાગી પુત્રનું દુઃખ એનાથી

નહિ જોયું જાય. એને હજી આ નવી સોસાયટીની હવા નથી અડકી. એની એ મમતાપૂર્ણ દૃષ્ટિ, સ્નેહભરી સુશ્રૂષા, સો દવાનું કામ કરશે. એમનું દર્શન કરવા મારાં નેત્રો તલસી રહ્યાં છે. એના હૃદયમાં સ્નેહ છે, સાચ છે અને વિશ્વાસ છે. એના ખોળામાં મારું મૃત્યુ થશે તોય મારા આત્માને શાંતિ મળશે.”

મેં માન્યું કે આ તાવનો બડબડાટ છે. નર્સને કહ્યું: “જરા ટેંપરેચર લઇ જુવો તો, હું ડાકટરને બોલાવીને આવું છું.” મારું હૃદય એક અજ્ઞાત ભયથી ધ્રૂજવા લાગ્યું. નર્સ થર્મોમિટર લઇને જ્યાં પાસે જાય ત્યાં તો એમણે એ હાથમાં લઈને ફેંકી દીધું. થર્મોમિટર ફૂટી ગયું. મારી તરફ એક અવહેલનાભરી દૃષ્ટિ ફેંકીને બોલ્યા: “સાફ સાફ કેમ નથી કહેતી કે મારે કલબમાં જવું છે. તારાં વસ્ત્રો ઉપરથી હું જોઈ શકું છું. ખેર. જા કલબમાં જા, ત્યાંથી વળતાં તારો જીવ ચાલે તો ડાકટરને ત્યાં જઇને કહેજે કે અહીં ટેંપરેચર એટલું વધી પડયું છે કે હવે ઉતરવું મુશ્કેલ છે!”

હું વધારે ભયભીત બની ગઈ. અંતરમાં એક કરુણ ચિંતાનું દર્દ થવા માંડયું. ગળું ભરાઈ આવ્યું. એમણે નેત્રો બંધ કરી લીધાં હતાં અને શ્વાસ જોરથી ચાલતો હતો. હું કોઇને ડાકટરને બોલાવવા મોકલવા બારણાં તરફ જતી હતી, ત્યાં તો એ ફરી ઊઠીને બેઠા થયા અને વિનીત ભાવથી કહ્યું: “શ્યામા, આમ આવ. મારે તને કંઇક કહેવું છે. ઘણા દિવસથી આ વાત મને પીડી રહી છે. હું હવે ઘેર જઇને પહેલાંની જેમ જ જીવન વીતાડવા માગું છું. મને હવે આ જીવનથી કંટાળો આવ્યો છે. અને મારી બિમારીનું મુખ્ય કારણ પણ આ જ છે. મને શારીરિક કરતાં માનસિક વેદના વધારે થઇ રહી છે. હું તને પહેલાના જેવી જ લજ્જાશીલ, નીચું મુખ રાખીને ચાલવાવાળી, પૂજા કરવાવાળી, રામાયણ વાંચતી, ઘરનું કામકાજ કરતી, રેંટિયો કાંતતી, પ્રભુથી ડરનારી અને પતિશ્રદ્ધાથી

પરિપૂર્ણ જોવા ઇચ્છું છું. અને મારો વિશ્વાસ છે કે તું મને નિરાશ નહિ કરે. હું તને મારી બનાવવા અને હું તારો બનવા માગું છું. મને હવે અનુભવને અંતે લાગ્યું છે કે એ સાદા જીવનમાં જ વાસ્તવિક સુખ છે. બોલ, તને કબૂલ છે? તેં હમેશાં મારી આજ્ઞા પાળી છે. મને નિરાશ ન કરીશ, નહિ તો કોણ જાણે એનું પરિણામ કેવું ભયંકર આવશે."

હું તરત તો કંઇ જ ઉત્તર ન આપી શકી. મનમાં જ વિચાર કરવા લાગી: "આ સ્વતંત્ર જીવનમાં કેટલું સુખ છે? આટલા દિવસ આવા સ્વતંત્ર વાતાવરણમાં રહીને ફરી પાછી એ પિંજરામાં પુરાઉં. પાછી એ દાસીપણા કરું! એમણે તો મને સ્વતંત્રતાના પાઠ પઢાવ્યા, રામાયણની, દેવદેવીઓની, પૂજાપાઠની અને વ્રત ઉપવાસની હાંસી કરતાં શીખવ્યું. હવે જ્યારે હું એ વાતોને ભૂલી ગઈ, એમને મિથ્યા માનવા લાગી ત્યારે મને પાછા એ અંધારા કૂવામાં નાખવા તૈયાર થયા છે. હું એમની ઇચ્છા અનુસાર તો ચાલું છું. મારો દોષ શું છે?" પણ એમના મુખ પર એક એવી વિવશતા હતી કે હું ઈનકાર ન કરી શકી. કહ્યું: "તમને અહીં શું દુ:ખ છે?" મારે એમના વિચારોનું મૂળ જોવું હતું.

ફરી ઊઠીને બેઠા થયા અને મારા તરફ કઠોર દૃષ્ટિ કરીને બોલ્યા: "શ્યામા, આ પ્રશ્ન તેં મને પૂછયો, એના કરતાં તારા હૃદયને પૂછત તો જલદી ઉત્તર મળત. ચાર વર્ષ પહેલાં હું તારો હતો એવો આજે છું? તને એનો અનુભવ નહિ હોય પણ હું તો પ્રત્યક્ષ એ અનુભવી રહ્યો છું કે આપણી વચ્ચેનું અંતર વધતું જાય છે. તું બહારના દેખાવમાં અને વિલાસના વમળમાં ગૂંચાઈ ગઇ છું. અને તને એની જરાય ખબર નથી. હવે મને બરાબર ભાન થયું કે સ્વચ્છંદતાનું ભૂત સરળતાપૂર્વક સ્ત્રીઓના મનનો કબજો લઇ શકે છે. પાંચ વર્ષ પહેલાં તું મને આવી દશામાં મૂકીને કોઇ પડોશણને ત્યાં વાત કરવા પણ જઇ શકત? હું પથારીમાં પડયો રહેત અને તું

બીજાને ઘેર જઇ કલ્લોલ કરત ? સ્ત્રીઓનું હૃદય અધિકતાપ્રિય હોય છે. પણ મને આ નવીન અધિકતાથી એ પ્રાચીન અધિકતા હવે વધારે પ્રિય લાગે છે. પ્રાચીન અધિકતાનું ફળ આત્મિક અને શારીરિક અભ્યુદય તથા હૃદયની પવિત્રતા હતું; પણ અર્વાચીન અધિકતાનું પરિણામ તો આ છાછરાપણું, નિર્લજ્જતા, અનુકરણ અને સ્વેચ્છાચાર છે. હવે તું અહીં બેસીશ તો પણ મને શાન્તિ નહિ થાય, કારણ હું જાણું છું કે તારો જીવ અહીં નથી. મેં હવે આ ઇન્દ્રજાળમાંથી છૂટવાનો નિશ્ચય કર્યો છે. જ્યાં માનનું મૂળ ધન છે, સભ્યતાનું મૂળ ઇન્દ્રિયલિપ્સા છે અને ભ્રષ્ટતાનું મૂળ વિચારસ્વાતંત્ર્ય છે ત્યાં હવે મારે નથી રહેવું."

મારા હૃદયને વજ્રાઘાત થયો. એમની આ અંતરની અનુભવવાણી મારા હૃદયમાં સોંસરી ઊતરી ગઇ. એમના આ સત્ય વચનના બાણોએ મારી વિલાસિતા અને બેપરવાના ભૂતને છિન્નભિન્ન કરી નાખ્યો. હજી હૃદયમાં કંઇક પુરાણી લજ્જાનો અંશ હતો. આ યંત્રણા મને અસહ્ય થઇ પડી. લજ્જા પુનર્જીવિત થઈ ગઈ. અંતરાત્મા સચેત બની ગયો. મનેય લાગ્યું કે હું પહેલાં હતી એવી આજે નથી. એ સમયે પતિ મારું સર્વસ્વ હતું, એમની આજ્ઞા શિરોધાર્ય હતી અને આજે મારી દૃષ્ટિમાં પતિની એક સામાન્ય માણસ કરતાં વધારે કિંમત નથી. મિસ્ટર દાસનું ચિત્ર મારી નજર સામે દોરાઈ ગયું ! ગઇ કાલે તો આ દુરાત્માની વાતોનો પ્રભાવ મારા પર એટલો બધો પડેલો કે એ યાદ આવતાં હું નીચું જોઈ ગઇ. એમની અંતરવ્યથા એમના મુખ ઉપર સ્પષ્ટ દેખાતી હતી. સ્વાર્થ અને વિલાસના વિચારોને મેં ખંખેરી નાખ્યા. મારા જીવન વિષે મેં સ્પષ્ટ મારા હૃદયમાં વાંચ્યું કે મેં ફેશન અને વસ્ત્રાભૂષણોથી ઉન્નતિ કરી છે, સ્વત્ત્વોનું જ્ઞાન થયું છે, જીવનનાં સુખ ભોગવવાની યોગ્યતા આવી છે, અધિક ગર્વિણી, દૃઢહૃદયા અને સંસ્કારસંપન્ન બની છું; પણ આત્માના બળનો વિનાશ થઇ ગયો છે, એનું સૌન્દર્ય હણાઈ ગયું છે.

મારી આંખમાં આંસુ આવ્યાં. હૃદયમાં અસહ્ય પીડા જન્મી, મોઢેથી એક શબ્દેય ન નીકળ્યો. હું એમના ચરણમાં પડી ગઇ. પશ્ચાત્તાપના આંસુથી હૃદય ધોઈ એ પુણ્ય જળથી મેં એમના પગને અભિષેક કર્યો.

૬

હવે અમે અમારે ઘેર આવી ગયા છીએ. સાસુજી મારું પહેલાં કરતાં ખૂબ સન્માન કરે છે. અમે માદીકરી જેમ સ્નેહભાવથી રહીએ છીએ. એમના સંતોષનો પાર નથી. પહેલાં એમનામાં તત્ત્વજ્ઞાનનું સુક્કું અને કૃત્રિમ જ્ઞાન હતું તે હવે સાચા આધ્યાત્મિક સ્વરૂપમાં ફેરવાઈ ગયું છે. પહેલાં તો માત્ર બોલતા જ, હવે તો એમણે એ તત્ત્વોને જીવનમાં વણવા માંડયાં છે.

મિસિસ દાસના પત્રો હજી આવે છે, પણ હું વાંચીને ફાડી નાખું છું. ઉત્તર આપવાનુંય મન થતું નથી. એમાં અલાહાબાદની એ જ સોસાયટીની કલુષિત વાતો ભરી હોય છે. હું એમ ઈચ્છતી કે હવે પત્રો ન આવે તો સારું. એ પત્રો મને એ ભયાનક દિવસોની યાદ આપે છે. એ ચિત્રાવલિ મારી નજર સામે ખડી થતાં પણ હું કંપી ઊઠું છું.

ગઇ કાલે એમણે કેટલીક ચોપડીઓ અગ્નિદેવને સ્વાધીન કરી. એમાં ઑસ્કર વાઇલ્ડનાં પુસ્તકો ખાસ હતાં. હવે એ અંગ્રેજી પુસ્તકો બહુ ઓછાં વાંચે છે. કાર્લાઇલ અને રસ્કીન, એમર્સન અને પ્લેટો, કાન્ટ અને શૉપનહોરનાં પુસ્તકો એમને ખૂબ ગમે છે. મને તો મારાં રામાયણ અને ભક્તમાળ પાછાં પ્રિય બની ગયાં છે. હું એમાંથી કોઇ અનેરો આનંદ અને સુખ મેળવું છું. રેંટિયો હવે પહેલાં કરતાં વધારે કાંતું છું. અમારા સમગ્ર જીવનમાં હવે અમે વાસ્તવિક સુખ અને આનંદ, સંતોષ અને સ્નેહ અનુભવીને અમારો સંસાર ધન્ય કરી રહ્યાં છીએ.

# ગરીબની હાય

## ૧

ઘરમાંથી ભવાં ચઢાવીને બહાર નીકળતાં મુન્શી રામસેવક બોલ્યાઃ "આ જીવનથી તો મૃત્યુ સારું." મૃત્યુને ઘણુંખરાં આવાં નિમંત્રણો જ મળે છે. જો આ બધાં જ આમંત્રણોનો એ સ્વીકાર કરત તો આજે આખું જગત ઉજ્જડ બની જાત.

મુન્શી રામસેવક ચાંદપુર ગામના એક નામના જાગીરદાર હતા. જાગીરદારના સર્વ ગુણો એમનામાં ભરપૂર હતા. માનવચરિત્રની દુર્બળતાઓ એમના જીવનનો આધાર હતી. એઓ હમેશાં મુન્સફ કોર્ટના મેદાનમાં એક લીમડાના ઝાડ નીચે કાગળોનો પસારો કરીને એક જેવી તેવી સાદડી પર બેઠેલા જણાતા. કોઇએ અદાલતમાં મુકર્દમો ચલાવતાં કે કેસની પેરવી કરતાં એમને જોયા નહોતા; પરંતુ સૌ એમને 'મુખતાર સાહેબ' કહીને બોલાવતા. ધૂમ તાપ પડે, તોફાન મચે, મૂશળધાર વરસાદ વરસે, પણ મુખતાર સાહેબ ત્યાંથી ખસતા નહિ. જ્યારે એઓ કચેરીમાં જતા ત્યારે ગામડીઆઓના ઝુંડના ઝુંડ એમની આગળ પાછળ વીંટળાએલા રહેતા. ચારે બાજુથી એમના ઉપર વિશ્વાસ અને આદરની દૃષ્ટિ પડતી. સૌમાં એ પ્રસિદ્ધ હતું કે એમની જીભે સરસ્વતી વસે છે. આને વકીલાત કહો કે મુખતારી, પરંતુ આ માત્ર કુળમર્યાદાની પ્રતિષ્ઠાનું પાલન હતું. આવક વધારે નહોતી થતી, ચાંદીના સિક્કાની

તો વાત જ નહિ, પણ ક્યારેક તો તાંબાના સિક્કા પણ એમની પાસે આવતા અચકાતા હતા. મુન્શીની કાયદાબાજીમાં કોઇને સંદેહ નહતો. એમના નિર્વાહનું મુખ્ય સાધન, અનાથ પણ ખાધેપીધે સુખી એવી આસપાસની વિધવાઓ અને ભોળા પરંતુ ધનિક વૃદ્ધોની શ્રદ્ધા હતી. વિધવાઓ પોતાના રૂપિયા એમને ત્યાં અનામત મૂકતી. વૃદ્ધો પોતાના કપૂતોના ભયથી પોતાના ધનની રક્ષા કરવાનું એમને સોંપતા. પણ રૂપિયા એકવાર એમની મુઠ્ઠીમાં સપડાયા પછી છૂટવાનું નામ નહોતા દેતા. જરૂરિયાત ઊભી થાય તો ક્યારેક દેવું પણ કરતા. સવારે સમીસાંજના વાયદાથી રૂપિયા ઉછીના લેતા પણ એ સાંજ કોઇ દિવસ પડતી જ નહિ. મુન્શીજીને દેવું લઇને પાછું આપતાં આવડતું જ નહતું. આ એમની કુલપ્રથા હતી. આવા જ બધા બખેડા મુન્શીજીના સુખચેનમાં વિઘ્નો નાખતા. કાયદો અને અદાલતનો એમને બિલકુલ ડર નહતો. કોર્ટના મેદાનમાં એમનો સામનો કરવો એ પાણીમાં મગરથી લડવા જેવું હતું. પરંતુ જ્યારે કોઇ દુષ્ટ એમની સામે થઇ જતો, એમની પ્રામાણિકતા પર સંદેહ કરતો અને એમને ખરુંખોટું સંભળાવતો ત્યારે એમના હૃદયમાં સખત આઘાત થતો. આવી દુર્ઘટનાઓ હમેશાં બન્યા જ કરતી. દરેક ઠેકાણે એવા લોકોય વસે છે કે જેમને બીજાને નીચું જોવડાવવામાં એક પ્રકારનો આનંદ આવે છે. આવા લોકોની મદદથી ગમે તેવો માણસ પણ મુન્શીજીને મોઢેચઢયું બોલી જતો. નહિતો એક કાછીઅણની મજાલ નહોતી કે એમના આંગણામાં જઈને જરા ઘાંટો પાડીને બોલે. મુન્શીજી એ કાછીઅણના જૂના ગ્રાહક હતા. વરસોથી તેઓ એની પાસેથી જ શાકભાજી ખરીદતા. પૈસા ન અપાયા તો પણ કાછીઅણે સંતોષ રાખવો જોઇએ. પૈસા તો મોડા વહેલા મળી જાત. પરંતુ એ મોઢેચઢી કાછીઅણ બે વરસમાં જ ગભરાઈ ગઈ અને આખરે એક દિવસ આ પ્રતિષ્ઠિત માણસનું થોડા આવા પૈસા માટે પાણી ઉતારી નાખ્યું. મુન્શીજી આ બખેડાથી અસંતુષ્ઠ થઇને મૃત્યુને આમંત્રણ કરતા હતા.

## ૨

આ જ ગામમાં ગંગા નામની એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી. એનો પતિ પંજાબમાં કાળી પલટનમાં હવાલદાર હતો અને લડાઇમાં માર્યો ગયો હતો. સરકાર તરફથી એના સુંદર કામને બદલે ગંગાને પાંચસો રૂપિયા મળ્યા હતા. વિધવા સ્ત્રી અને જમાનો નાજુક એટલે બિચારીએ બધા રૂપિયા મુન્શીજીને ત્યાં સોંપી દીધા; અને મહિને મહિને થોડા થોડા લઈને એમાંથી પોતાનો નિર્વાહ ચલાવતી.

મુન્શીજીએ આ ફરજ થોડાં વર્ષો સુધી તો બહુ જ પ્રામાણિકતાથી અદા કરી. અડધા રૂપિયા ખાઇ ગઇ અને ઘરડી થવા છતાં ગંગા જ્યારે મરી ન ગઇ ત્યારે મુન્શીજીને ચિંતા થવા માંડી. અને એક દિવસ તો આખરે ન રહેવાયું તે કહી દીધું: "ગંગા હવે તારે મરવું છે કે નહિ? સાફ સાફ કહી દે તો હું તારા પહેલાં જવાની તૈયારી કરું." એ દિવસે ગંગાની આંખો ઊઘડી, એની નિદ્રા તૂટી ગઈ અને બોલી: "મારો હિસાબ કરી નાખો." હિસાબનો ચોપડો તૈયાર હતો. જમાબાજુએ હવે એક કોડી પણ બાકી નહોતી. ગંગાનો તો જીવ સુકાઇ ગયો. એ તો જોરથી મુન્શીજીનો હાથ પકડીને બોલી: "હજી તો મારા અઢીસો રૂપિયા તમારી પાસે બાકી છે. હું એક કોડી પણ છોડવાની નથી."

પરંતુ અનાથોનો ક્રોધ ફટાકડાના અવાજ જેવો છે. એનાથી છોકરાં ડરી જાય પણ અસર જરાય ન થાય. અદાલતમાં એનું જરાય ચાલે તેમ નહતું. કંઇ લખાપટીય નહતી ને હિસાબકિતાબ પણ નહતો. હા, માત્ર પંચાયતનો એક આશરો હતો. આખરે પંચાયત બેઠી; ગામના લોક એકઠા થયા. મુન્શીજી નિયત અને મામલાના સાફ સાફ હતા. એમને પંચાયતનો શું ડર! સભામાં ઊભા થઇને પંચોને અરજ કરી:

"ભાઈઓ, આપ સૌ સત્યપરાયણ અને ખાનદાન છો,

હું તો આપ સૌનો સેવક છું. આપ સૌની ઉદારતા અને કૃપાથી, દયા અને પ્રેમથી મારું રોમેરોમ કૃતજ્ઞ છે. તમે એમ માની શકો છો કે હું આ અનાથ અને વિધવા બ્રાહ્મણ સ્ત્રીના રૂપિયા ખાઇ ગયો છું?"

પંચોએ એકે અવાજે કહ્યું: "નહિ નહિ. આપ કદી એવું કરો જ નહિ."

મુન્શીજી પાછા ગદ્ગદ થઇને બોલ્યા: "જો આપ સૌ સજ્જનો એમ જ કહો કે મેં રૂપિયા દબાવી લીધા છે તો મારે તો ડૂબી મરવા વિના બીજો આરો નથી. હું શ્રીમંત નથી અને ઉદાર હોવાનો મને ઘમંડ પણ નથી. પણ મારી કલમની કૃપાથી અને આપલોકોની અમી નજરથી કોઇનો મુહતાજ નથી. શું હું એવો નીચ છું કે એક અનાથ વિધવાના રૂપિયા પચાવી પડું?"

પંચોએ ફરી પાછું એકે અવાજે કહ્યું: "કદી નહિ. આપ એવું કરો જ નહિ."

મોઢું જોઇને તમાચો મારવાના આ જમાનામાં પંચોએ મુન્શીજીને છોડી દીધા. પંચાયત ઊઠી ગઇ. ગંગાએ ઊંડી હાય નાખીને મૌન ધર્યું અને મનમાં જ બોલાઇ ગયું: "અહીં ન આપ્યા પણ ત્યાં ક્યાં જવાનો છું!"

૩

હવે કોઈ ગંગાનો સહાયક અને દુઃખ સાંભળનાર નહતું. દરિદ્રતાને કારણે જે દુઃખો ભોગવવાં પડે છે એ સર્વ એને વેઠવાં પડ્યાં. એ શરીરથી રૃષ્ટપુષ્ટ હતી. મન પર લીધું હોત તો મહેનતમજૂરી કરી શકત. પણ જે દિવસથી પંચાયત પૂરી થઈ તે દિવસથી કામ કરવાના એણે સોગન ખાધા. હવે એને રાત દિવસ રૂપિયાની જ ધૂન હતી. ઊઠતાં બેસતાં સૂતાં જાગતાં એને કેવળ એક જ કામ હતું અને તે મુન્શીજીને શાપ આપવાનું. રાતદહાડો એના મુખમાંથી શાપોની

ઝડી વરસતી જ રહેતી. રાગડા તાણી તાણીને એ મુન્શીજીને એવા તો શબ્દો કહેતી કે રસ્તે આવતાં જતાં માણસો તે સાંભળી અચંબો પામતાં. ધીરે ધીરે ગંગા ગાંડી થઈ ગઈ. તદ્દન નગ્ન થઈને એક કુહાડી લઇને સુમસામ સ્થાનોમાં જઇ બેસી રહેતી. ઝુંપડીને બદલે હવે એ સ્મશાનમાં, નદીકિનારે અને ખંડેરોમાં ભટકતી. વિખરાયલી લટો, લાલ લાલ આંખો, ભયંકર ચહેરો અને સુકાઇ ગએલા હાથ પગ. એનું આવું ભયાનક રૂપ જોઇને લોક ડરી જતા. કેટલાક તો એની મશ્કરી કરતા. કદાચ ભોગજોગે એ ગામમાં આવી ચઢતી તો સ્ત્રીઓ પોતાનાં ઘરનાં બારણાં બંધ કરી દેતી. પુરુષો આડાઅવળા થઇને એની નજર ચુકાવીને નીકળી જતા અને બાળકો ચીસ પાડીને નાસતા. એક છોકરો એને જોઇને નિર્ભય બનીને ઊભો રહેતો. એ મુન્શીજીનો પુત્ર રામગુલામ હતો. બાપમાં જે કંઇ ગુણોની કસર રહી ગઇ હતી તે દીકરામાં સંપૂર્ણ થઈ હતી. છોકરાઓ એનાથી ખૂબ ત્રાસતા. ગામના કાણા અને લંગડા માણસો એને જોઇને પથરો ઊંચકતા. અને ગાળો ખાવામાં તો સાસરે આવતા જમાઇને પણ એટલો આનંદ નહિ આવતો હોય. તે ગંગાની પાછળ પાછળ જઇને તાળીઓ વગાડતો અને કૂતરાંનું એક મોટું લશ્કર લઇને એની પૂઠ પકડતો. આખરે ત્રાસીને બિચારી ગંગા ગામ બહાર ચાલી જતી. ઘરબાર, પૈસાટકા ખોઇને ગંગાને હવે ગાંડીની પદવી મળી હતી અને હવે તો એ સાચેસાચ ગાંડી જ હતી. એકલી બેઠી બેઠી પોતાની મેળે કલાકો સુધી વાતો કર્યા કરતી. એ વાતોમાં રામસેવકનું માંસ, હાડકાં, ચામડી, આંખો અને કલેજું ખાઇ જવાની વાતો પર ખાસ ભાર મૂકતી અને જ્યારે એને ખૂબ જ ગુસ્સો ચઢતો ત્યારે મુન્શીજીના ઘર તરફ હાથ લાંબા કરીને મોટેથી બૂમ પાડી ઊઠતી: "તારું લોહી પીશ!"

રાતની સનસનાટીમાં સ્ત્રીઓ આ ભયંકર અવાજ સાંભળીને ચોંકી જતી. પણ એ અવાજથીય ભયંકર તો એનું અટ્ટહાસ્ય હતું.

મુન્શીજીનું લોહી પીવાની કલ્પિત ખુશીમાં એ હમેશાં જોર જોરથી હસી પડતી. આ અટ્ટહાસ્યમાંથી એવી આસુરિક ઉદ્દંડતા, એવી પૈશાચિક ઉગ્રતા ટપકતી કે રાત્રે આ હાસ્ય સાંભળીને કાચાપોચા લોકોનું લોહી સુકાઇ જતું. માલૂમ પડતું જાણે સેંકડો ઉલ્લુઓ એક સાથે હસી રહ્યા છે. મુન્શીજી હિંમતવાન અને ખબરદાર માણસ હતા. એમને દીવાની અને ફોજદારીનો ડર નહતો, પરંતુ ગંગાના આ બિહામણા શબ્દોથી એય ગભરાઇ જતા. આપણને માણસના ન્યાયનો ડર ભલે ન હો પરંતુ ઈશ્વરના ન્યાયનો ડર પ્રત્યેક માણસના મનમાં સ્વાભાવથી જ હોય છે. ગંગાનું રાત્રે નિર્ભય અને ભયાનક રીતે ભટકવું મુન્શીજીને આવી બીક લગાડતું. એમના કરતાં એમની સ્ત્રી વધારે કાંપતી. એમની ગૃહિણી ચતુર હતી. એ એમને આ સર્વ વાતોમાં સલાહ આપતી. મુન્શીજીની જીભ પર સરસ્વતી વસે છે એવું કહેનારા ભૂલતા હતા. આ ગુણ તો એમની સ્ત્રીમાં હતો. મુન્શીજી લખવામાં જેટલા તેજ હતા, એટલી જ તેજ એની સ્ત્રી બોલવામાં હતી. આ બન્ને પતિપત્ની આવી ગમગીન દશામાં વિચારતા કે હવે શું કરવું ?

## ૪

મધરાત હતી. મુન્શીજી નિત્યનિયમ અનુસાર પોતાની ચિંતા દૂર કરવા માટે શરાબની ચાર પાંચ પ્યાલીઓ પીને સૂઈ ગયા હતા. અચાનક ગંગાએ આવીને એમનાં બારણાં જોરથી ઠોકયાં અને ચીસ પાડી ઊઠીઃ "તારું લોહી પીશ !" અને પછી ખડખડાટ હસી પડી.

મુન્શીજી આ ભયાનક હાસ્ય સાંભળીને ધ્રૂજી ઊઠ્યા: ભયના માર્યા થરથર કાંપવા માંડ્યું. કાળજું ધડક ધડક થવા માંડ્યું. ધીરે રહીને એમણે પોતાની સ્ત્રી નાગણને ઉઠાડીને કહ્યું: "પેલી ડાકણ બહાર આવીને ઊભી છે."

નાગણુ ચોંકીને બેઠી થઇ ગઇ. એ ગંગા કરતાં એના ધ્યાનથી વધારે ડરતી, તો પણ એને વિશ્વાસ હતો કે એ બોલવામાં તો જરૂર ગંગાને નીચું જોવડાવશે. બન્ને જણાં ઊઠીને જાળીમાંથી ઝાંખીને જૂએ છે તો ગંગાની બિહામણી મૂર્તિ જમીન પર પડી હતી. એનો શ્વાસ જોરથી ચાલતો હતો. મુન્શીજીના લોહીમાંસની ફિકરમાં એણે પોતાનું લોહીમાંસ સૂકવી નાખ્યું હતું. એક છોકરો પણ એને ગબડાવી શકતો હતો. પરંતુ એનાથી આખું ગામ થરથર કાંપતું. આપણે જીવતા માણસથી નથી ડરતા પણ મડદાથી બીએ છીએ. રાત વીતી ગઇ. બારણું બન્ધ હતું. પણ મુન્શીજી અને નાગણે આખી રાત બેઠા બેઠા વીતાવી. ગંગા અંદર નહોતી આવી શકતી પણ એના અવાજને કોણ રોકી શકતું હતું? ગંગાથી વધારે બિહામણો એનો અવાજ હતો.

સવારમાં મુન્શીજી બહાર નીકળ્યા અને બોલ્યા: "કેમ અહીં પડી છે?"

ગંગા બોલી: "તારું લોહી પીશ."

નાગણે ચીઢાઈ જઇને કહ્યું: "તારું મોઢું જ તોડી નાખવું પડશે."

પણ નાગણના ગુસ્સાએ ગંગા પર કંઈ જ અસર ન કરી. એ જોરથી હસી પડી. નાગણુ ખિસિયાણી પડી ગઇ. હસવાની સામે મોઢું બંધ થઈ જાય છે. મુન્શીજી ફરીથી બોલ્યા: "અહીંથી ચાલી જા."

"નહિ ઊઠું."

"તારું લોહી પીને જઈશ."

મુન્શીજીની પ્રખર લેખિનીનું અહીં બીલકુલ જોર ન ચાલ્યું અને નાગણની આગભરી વાતો ઠંડી થઇ ગઇ. બન્ને ઘરમાં જઇને વિચાર કરવા લાગ્યાં કે આ બલા કેમ ટળે.

દેવી આવે છે તો બકરાનું ખૂન પીને પાછી ચાલી જાય છે. પણ આ ડાકણ તો માણસનું લોહી પીવા આવી છે. કલમ કરતાં આંગળી કપાય ને લોહીનું એક બિન્દુ ટપકતાં જેની વાતો આખા ગામમાં થઈ રહેતી, પાટાપાટી થવા માંડતાં, શું તે જ લોહી પીવા ગંગા આવી હતી ?

ગામમાં વાયુને વેગે વાત પ્રસરી ગઇ કે ગંગા મુન્શીજીના બારણામાં બેઠી છે. મુન્શીજીના અપમાનમાં ગામ લોકોને મઝા પડતી. જોતજોતામાં તો સેંકડો આદમીની ભીડ થઇ ગઇ. આ ભીડ રામગુલામને પસંદ નહતી. ગંગા પર એને એવો ક્રોધ આવતો કે એનું ચાલત તો એને ઊંચકીને કૂવામાં નાખી આવત. કૂવાની વાત યાદ આવતાં જ એ હસી પડયો. એને થયું કે ગંગાને કૂવામાં નાખી હોય તો જોવાની ખૂબ મઝા પડે. મુન્શીજીના ઘરમાં એક રૃષ્ટપુષ્ટ ગાય હતી. રામગુલામે એનું છાણ એક ઘડામાં ઘોળ્યું અને એનું પાણી બિચારી ગંગા ઉપર ઢોળ્યું. એના છાંટા દર્શકોનેય ઊડયા. બિચારી ગંગા લદબદ થઈ ગઇ અને લોકો દૂર હઠી ગયા. લોકો બોલી ઊઠયા: “ આ મુન્શી રામગુલામનું આંગણું છે. અહીં આવો જ શિષ્ટાચાર હોય. ચાલો નાસો, નહિ તો આનાથીય કામ આગળ વધશે.” આમ ભીડ ઓછી થઇ. પેલી બાજુ રામગુલામ ઘરમાં જઇને ખૂબ હસ્યો. મુન્શીજીએ પોતાના દીકરાના આ સુકૃત્ય માટે એની પીઠ ઠોકી. બધા લોકો તો ચાલ્યા ગયા પણ ગંગા ત્યાં જ બેસી રહી.

બપોર થયા. ગંગા ભૂખી જ હતી. સંધ્યા નમી. ગામના એક ચોધરી એને માટે ખાવાનું લાવ્યા પણ એ તો અડકીય નહિ. ગંગાએ આખી રાત ભૂખ્યા જ કાઢી. મુન્શી પતિપત્નીએ આજે પણ આખી રાત જાગીને સવાર કર્યું. આજે ગંગાનું હસવું બહુ ઓછું થઇ ગયું હતું. ઘરવાળા સમજ્યા, બલા ટળી. સવાર થતાં જ બારણું ઉઘાડીને જૂએ છે તો ગંગા અચેત પડી હતી. મોઢા પર માખો

અણુબણુતી હતી. ગંગાનું પ્રાણુપંખેરૂં ઊડી ગયું હતું. એ આ દરવાજા પર મરવા માટે જ આવી હતી. જેણે પોતાના જીવનની જમાપૂંજી હરી લીધી હતી એને પોતાનો જીવ પણ સોંપી દીધો. પોતાના શરીરની માટી સુદ્ધાં એને ભેટ કરી દીધી. ધનથી મનુષ્યને ખૂબ પ્રેમ હોય છે–ખાસ કરી ઘડપણુમાં તો પોતાના જાન કરતાં પણ વધારે વહાલું હોય છે. જેમ જેમ ઋણ ચૂકવવાના દિવસો પાસે આવતા જાય છે તેમ તેમ એનું વ્યાજ વધતું જાય છે.

ગામમાં કોલાહલ મચી રહ્યો. રામસેવક ઉપર અપમાન અને ધિક્કારનો વરસાદ વરસી રહ્યો. મુન્શીજીનું જેટલું અપમાન થવું જોઇતું હતું એટલું બરાબર થયું. ગામનો ચમાર હવે એમને ત્યાંનું પાણી પણ નહોતો પીતો. અંત્યજ પણ એમને અડકતાં શરમાતો. કોઇના ઘરમાં ગાય મરી જાય છે તો એને કેટલી શુદ્ધિ કરાવવી પડે છે. પણ આ તો બ્રહ્મહત્યાનું પાપ હતું. ગંગા આ જાણતી હતી અને એટલા માટે જ અહીં આવીને એણે પ્રાણ આપ્યા. એ જાણતી હતી કે પોતે જીવતાંજીવ નહિ કરી શકે તેનાથી ઘણું મરીને કરી શકશે. છાણું જ્યારે બળીને રાખ થઇ જાય છે ત્યારે સાધુ સન્ત તેને માથે ચઢાવે છે. પત્થરનો ઢગલો આગમાં બળીને આગથીય વધારે તીવ્ર અને ભયાનક બને છે.

## ૫

મુન્શી રામસેવક કાયદાબાજ હતા. પણ કાયદાએ એમના ઉપર કોઇ દોષ નહોતો ચોંટાડ્યો. ગંગા કોઇ કાનુની કલમ અનુસાર નહોતી મરી. હિન્દુસ્તાનના કાયદામાં એવું કોઇ ઉદાહરણ નહતું. એટલે જે લોકો એમની પાસે પ્રાયશ્ચિત્ત કરાવવા માગતા હતા તેમની મોટી ભૂલ હતી. "પાણીવાળો પાણી નહિ ભરે તો કંઈ નહિ, હું જાતે પાણી ભરી લઇશ; પોતાનું કામ પોતે કરે એમાં લાજ શરમ શી?

હજામ હજામત નહિ કરે તો કંઇ નહિ; દાઢી બહુ જ સુન્દર વસ્તુ છે, દાઢી મરદની શોભા અને શણગાર છે. અને પછી નહિ સહન થાય તો પેલો એક આનામાં અસ્ત્રો તો મળે છે ને! ધોબી કપડાં નહિ ધુએ, તો એમના કરતાંય ઊજળાં કપડાં હું હાથે ધોઈ શકું છું." આવી આવી વાતો કરીને પતિપત્નીએ આખો દિવસ તો મનને મનાવ્યું. સાંજ પડતાં જ એમની ધારણાઓ શિથિલ થઇ ગઇ.

હવે એમના મન ઉપર ભયે ચઢાઇ કરી. જેમ જેમ રાત વીતતી હતી તેમ તેમ ભય પણ વધતો જતો હતો. બહારનું બારણું ભૂલથી ઉઘાડું રહી ગયું હતું, પણ કોઈની બન્ધ કરવા જવાની હિંમત નહોતી ચાલતી. નાગણે દીવો હાથમાં લીધો, મુન્શીજીએ હાથમાં લાઠી લીધી અને રામગુલામે કુહાડી લીધી. આમ ત્રણે મળીને દરવાજા પાસે આવ્યા. આખરે આ દંગલ જીતીને ત્રણે બહાદુરો પાછાં ઘરમાં આવ્યાં. નાગણે રાંધવાનું શરૂ કર્યું.

પરંતુ ગંગા એમની આંખ આગળથી ખસતી નહતી. પોતાનો પડછાયો જોઇને પણ ગંગાનો ભય લાગતો. અન્ધારા ખૂણામાં ગંગા બેઠેલી જણાતી. એ જ હાડકાંનું માળખું, એ જ વિખરાયલા વાળ, એ જ પાગલપણું, અને એ જ બિહામણી આંખો—આવું ગંગાનું રૂપ દેખાતું હતું. આ જ ઓરડામાં લોટ અને ચોખાના માટલા મૂકયાં હતાં. થોડાંક ફાટેલાં લુગડાંની પોટલીઓ પણ અહીં જ પડી રહેતી. એક ઉંદર ભૂખથી બેચેન થઈ ગયો હતો. અચાનક તે ફાટેલા ચીથરામાં ભરાઈ ગયો. કપડામાં ખડખડાટ થયો. ફાટેલી ચિંદડીઓ ગંગાના પગ બની ગઈ. નાગણ જોઇને ચમકી અને ચીસ પાડી ઊઠી. મુન્શીજી ભયભીત થઈને બારણા તરફ નાઠા. રામગુલામ દોડીને બાઝી પડયો. ઉંદર નીકળી આવ્યો. એને જોઇને પણ આ લોકોના હોશ ઠેકાણે ન આવ્યા. મુન્શીજી લાઠી લઇને એ તરફ ચાલ્યા. નાગણ બોલી: "હવે રહેવા દો તમારી મરદાનગી."

જમી પરવારીને ત્રણે જણાં સુવાના ઓરડામાં ગયાં. પરંતુ ગંગાએ અહીં પણ એમનો પીછો ન છોડયો. વાતો કરતા હતા, મન મનાવતા હતા, નાગણે ગુલબંકાવલીની વારતા કહી, મુન્શીએ અદાલતનો એક કેસ સંભળાવ્યો; પરંતુ કેમે કરીને ગંગાની બિહામણી મૂર્તિ મનમાંથી ખસતી નહતી. જરાય ખડખડાટ થતો કે ત્રણે ચોંકી ઊઠતાં. બહાર પાંદડાં ખખડતાં તોય આમને ભયના રોમાંચ થતા. રહી રહીને ધરતીના પડમાંથી એક અવાજ આવતોઃ "તારું લોહી પીશ!"

મધરાતે નાગણ ઊંઘમાંથી જાગી ઊઠી. એ આ દિવસોમાં સગર્ભા હતી. લાલ આંખોવાળી અને તીણા દાંતવાળી ગંગા એને પોતાની છાતી પર બેઠેલી દેખાતી. નાગણ ચીસ પાડી ઊઠી. બાવરી બનીને તે આંગણા ભણી દોડી. અને એકાએક પૃથ્વી પર પછડાઇ પડી. આખું શરીર પરસેવાથી તરબોળ થઈ ગયું હતું. મુન્શીજી પણ એ ચીસ સાંભળીને સફાળા બેઠા થઇ ગયા. પણ બીકના માર્યા આંખો ન ઉઘાડી. આંધળાની જેમ બારણું ફંફોળવા લાગ્યા. આખરે મહામુશ્કેલીએ બારણું હાથ આવ્યું. આંગણામાં આવ્યા. નાગણ જમીન પર પડી પડી હાથપગ પછાડતી હતી. એને ઊંચકીને અંદર લઇ ગયા પણ રાતભર એણે આંખો ન ખોલી. સવારમાં બકવાટ શરૂ થયો. થોડી વારમાં તાવથી શરીર ભરાઈ ગયું. શરીર આખું લાલચોળ થઇ રહ્યું. સાંજ પડતાં તો સનેપાત થઇ ગયો. મધરાતે જ્યારે જગત સૂતું હતું અને વાતાવરણ સમસમી રહ્યું હતું ત્યારે નાગણનો આત્મા આ દુનિયામાંથી ચાલ્યો ગયો. ગંગાના ભયે એના પ્રાણ લીધા. જ્યાં સુધી ગંગા જીવતી હતી ત્યાં સુધી એ નાગણના ફુંફાડાથી સર્વદા ડરતી. ગાંડી થયા પછી પણ એણે નાગણનો સામનો નહોતો કર્યો. પણ પોતાનો પ્રાણ આપીને એણે નાગણનો પ્રાણ લીધો. ભયમાં મહાન શક્તિ છે. માણસ હવામાં જ્યાં નજર

નથી પહોંચાડી શકતો ત્યાં એણે પોતાની આખી દુનિયાની રચના કરી છે.

રાત વીતી ગઇ. દિવસ માથે આવતો હતો પણ ગામનો કોઈ પણ માણસ નાગણની લાશ ઉઠાવવા ન આવ્યો. હત્યારા દરવાજે કોણ આવે ? આ વખતે મુન્શીજીનો રૂવાબ, એમની પ્રબળ લેખિનીનો ભય અને એમની કાનુની પ્રતિભા જરાય કામ ન આવી. આખરે હારીને મુન્શીજી પાછા ઘેર આવ્યા. અહીં એમને તો અંધકાર જ દેખાતો. ઘરમાં પગ મૂકતાં બીક લાગતી. બહાર પણ ઊભા રહેવા અશક્ત હતા. બહાર ગંગા હતી, ઘરમાં નાગણ હતી. અંતે જીવને કઠણ કરીને હનુમાન ચાલીસાનો પાઠ કરતા કરતા અંદર ગયા. એ વખતે એમના ઉપર જે વીતતી હતી તે એ જ જાણતા હતા, એનું અનુમાન કરવું અશકય છે. ઘરમાં લાશ પડી હતી. ન કોઈ આગળ, ન પાછળ. બીજું લગ્ન થઇ શકતું હતું. હજી આ ફાગણમાં પંચાવનમું બેસવાનું હતું. પણ આવી સુયોગ્ય ગૃહિણી કયાં ! હવે શિખામણ કોણ આપશે ? દેવાવાળાને સમર્થ ઉત્તર કોણ આપશે ? લેવડદેવડનો હિસાબ કોણ કરશે ? બીજે દિવસે મુન્શીજી એક ઠેલણગાડીમાં લાશને નાખીને ગંગાજી તરફ ચાલ્યા.

૬

શબની સાથે જનારની સંખ્યા કંઇ નહતી: એક પોતે અને બીજો પોતાનો સપૂત. બેઇજ્જતની આ પરિસીમા હતી.

ગંગાએ નાગણનો જીવ લઇને મુન્શીજીને પણ ન છોડ્યા. એમના મનમાંથી ગંગાની ભયાનક મૂર્તિ પળવાર પણ નહોતી ખસતી. એમનું ઘર ખાવા દોડતું. જે ગામમાં એમની બોલબોલા બોલતી તે ગામમાંથી આશ્વાસનનો એક શબ્દ પણ કહેવા કોઈ ફરકતું નહતું. બિચારા પોતાને હાથે પાણી ભરતા અને હાથે જ વાસણ માંજતા. શોક અને ક્રોધ, ચિંતા અને ભય એ શત્રુઓની સામે એમનાથી હવે જરાય ટક્કર નહોતી ઝીલાતી.

એકલા કેદીની જેમ દસબાર દિવસ માંડ માંડ વીત્યા. ચૌદમે દિવસે મુન્શીજીએ શોક ઉતાર્યો, કપડાં બદલ્યાં અને કચેરીમાં ગયા. આજે એમનો ચહેરો કંઇક ખીલેલો લાગતો. એમને લાગતું કે જતાં જ મારા અસીલો મને ઘેરી લેશે, આશ્વાસન આપશે. હું પણ બેચાર આંસુઓ ટપકાવી લઈશ. ફરી પાછી અરજીઓ અને દસ્તાવેજોની મારામાર થઇ રહેશે. મુઠ્ઠી ગરમ થશે અને સાંજરે રંગપાણી ઉડાવવાની ઓર મઝા આવશે.

મુન્શીજીની આ કલ્પનાઓ ત્યાં ગયા પછી સૂકાઈ ગઇ. હરિયાળી ભૂમિને બદલે વેરાન રણ દેખાયું. સાદડી પાથરીને આખો દિવસ બેસી રહ્યા પણ કોઇ ચકલુંય ન ફરકયું. પેલો નાલાયક અને અનાડી રમજાન જેની મુન્શીજી મશ્કરી કરતા, જેને પૂરૂં લખતાય નહોતું આવડતું, એ આજે જાણે ગોપીઓમાં કા'ન બનીને બેઠો હતો. અસીલો જાણે ઓળખતા જ નહોય એમ મુખ ફેરવીને ચાલ્યા જતા. આખો દિવસ કચેરીની ભીંતો જોઇને મુન્શીજી ઘેર આવ્યા. જેમ જેમ ઘર પાસે આવતું ગયું તેમ તેમ ગંગાનું ચિત્ર સ્પષ્ટ થતું જતું હતું. બારણું ઉઘાડતાં એક ભરાઇ બેઠેલું કૂતરૂં કાન ફફડાવતું બહાર નીકળ્યું એ જોતાં જ મુન્શીજીના હોશકોશ ઊડી ગયા.

માણસના મન અને હૃદય ઉપર ભયનો જેટલો પ્રભાવ પડે છે એટલો બીજી કોઇ શક્તિનો નથી પડતો. પ્રેમ, ચિંતા, નિરાશા, હાનિ એ સર્વ અવશ્ય મનને દુઃખી કરે છે પણ એ તો પવનના ધીરા ઝપાટા છે. ભય તો એક પ્રચંડ આંધી છે. ત્યાર પછી મુન્શીજી પર શું શું વીતી એની ખબર નથી પણ લોકોએ થોડા દિવસ દરરોજ એને નિયમિત કચેરીએ જતા અને નિરાશ વદને પાછા ફરતા જોયા. થોડા મહિના વીતી ગયા પણ જ્યારે મુન્શીજી સાથે કોઇએ વાત સરખી પણ ન કરી ત્યારે તેઓ બદ્રીનાથની યાત્રાએ જવા નીકળ્યા.

૭

આ વાતને દિવસો વીતી ગયા. એક દિવસ ગામમાં એક સાધુ આવ્યો. એનો ચહેરો મુન્શીજી જેવો જ હતો. બોલચાલમાં પણ અધિક ભેદ નહોતો લાગતો. એ સાધુ એક ઝાડની નીચે ધૂણી જગાવીને બેસી રહ્યો; એ જ રાત્રે મુન્શીજીના ઘરમાંથી અચાનક ધુમાડો નીકળ્યો. અને થોડી વારમાં તો અગ્નિના ભડકા થયા. એ વિસ્મયકારી બનાવ લોકો જોઇ રહ્યા. ત્યાર પછી પેલો સાધુ ફરી ન દેખાયો.

ગરીબની હાયમાં કેટલો પ્રભાવ છે? રામગુલામ મુન્શીજીના અદૃશ્ય થઇ ગયા પછી પોતાના મામાને ત્યાં ચાલ્યો ગયો. ત્યાં તેને એક જણની સાથે દુશ્મનાવટ થઇ. આખરે તેણે ખેતરમાંથી ચોરી કરી અને એના ભરેલા ઘાસમાં દેવતા મૂકયો. હજારો રૂપિયાનું નુકસાન થઇ ગયું. પોલિસે તપાસ કરી. રામગુલામ પકડાઇ ગયો. અધોગતિના અવશેષ સમો એ આજે રાયબરેલીની જેલમાં સડી રહ્યો છે.

# સરસ્વતી ગ્રન્થમાલા

પહેલું વર્ષ પૂરૂં થયું છે

એટલે

હવે માળાનાં પુસ્તકો રૂા. દોઢમાં નહિ
પણ ટપાલ ખર્ચના આઠ આના વધુ પ
(૭ આના બુકપોસ્ટના, બે આના રજીસ્ટર ખ

હજી યે એ બધાં પુસ્તકો ઘેર બેઠાં મેળવવાં

રૂપિયા બે મ. ઓ. થી મોકલો
અથવા વી. પી. થી મંગાવો.

પહેલા વર્ષના હવે માત્ર ૪૦૦ સેટ સિલકમાં છે ત
થતાં બાકીનાં પુસ્તકો છૂટક કિંમતે જ મળશે

: પહેલા વર્ષનાં પુસ્તકો :

| | કિંમત | ટ. |
|---|---|---|
| (૧) વીર વલ્લભભાઈ | ૦–૨–૬ | ૦– |
| (૨) રાજાજીની વાતો | ૦–૩–૦ | ૦– |
| (૩) અમેરિકાનું સ્વાતંત્ર્ય યુદ્ધ | ૦–૪–૦ | ૦– |
| (૪) જાતકકથાસંગ્રહ ભા. ૧ | ૦–૩–૦ | ૦– |
| (૫–૬) ક્રાન્તિ | ૦–૬–૦ | ૦–૧ |
| (૭) ક્રાન્તિકારી લગ્ન | ૦–૩–૦ | ૦– |
| (૮) '૧૮૫૭' [બળવાની બીજી બાજુ] | ૦–૩–૬ | ૦– |
| (૯–૧૦) ઇટાલીનો મુક્તિયજ્ઞ | ૦–૬–૦ | ૦–૧ |
| (૧૧) ગરીબની હાય | ૦–૩–૦ | ૦– |
| | ૨–૨–૦ | ૦–૬– |

**પ્રસ્થાન કાર્યાલય : પારસી અગિયારી સામે : અ**

મુંબાઇના એજન્ટ : સી. જમનાદાસની કું. પ્રિન્સેસ સ્ટ્ર